## મિત્રસ્મરણ

વિશેષે કરીને જેમના પ્રેમપૂર્વક આગ્રહને લીધે હું મારા વિચારો પુસ્તકરૂપે જનતા સમક્ષ મૂકવા લાગ્યો તે સદ્ગત શ્રી કિશોરલાલ મશરૂવાળાનું પવિત્ર સ્મરણ.

કેદારનાથ

## સંપાદકના બે બોલ

પરમ પૂજ્ય શ્રી કેદારનાથજીનું આ પુસ્તક વાચકો સમક્ષ મૂકતાં મને ઘણો આનંદ થાય છે. સંવાદો, લેખો અને પત્રોનો આ સંગ્રહ છે. विवेक अने साधना નામનું એમનું પુસ્તક પ્રકટ થયું ત્યારથી જનતાને તેમના જીવનવિષયક વિચારોનો પરિચય થતો ગયો છે. એ પુસ્તકનું કદ વધી ન જાય તેટલા માટે પ્રસ્તુત સંગ્રહમાંના પત્રો અને લેખો તેમાં લઈ શકાયા નહોતા. હવે તે જુદા પુસ્તકરૂપે પ્રસિદ્ધ થાય છે. આમાંના લેખો अखंड आनंदमां પ્રસિદ્ધ થયેલા છે. शिक्षण अने साहित्य માસિકમાં કેટલાંક વર્ષો પહેલાં સંવાદરૂપે આમાંના લેખો છપાયા હતા. શ્રેયાર્થી ભાઈઓને લખેલા કેટલાક મહત્ત્વના પત્રોનો આમાં સમાવેશ કર્યો છે. પુસ્તકાકારે છાપતી વખતે લેખોમાં જ્યાં સ્પષ્ટતા કરવાની જરૂર જણાઈ ત્યાં કરવામાં આવી છે. મૂળ મરાઠીમાંથી આ અનુવાદ છે.

विवेक अने साधनाના નિવેદનમાં પૂજ્ય નાથજી તેમ જ તેમના વિચારો વિષે જરૂરી વાતોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તેમણે પોતે તેમાં આત્મપરિચય આપેલો છે. એટલે અહીં વિશેષ કશું લખવાની જરૂર નથી.

આ પુસ્તક તૈયાર કરતાં જેમ મને કૃતાર્થતા લાગી છે, તેમ વાચકોને પણ તેનું વાચનમનન વિચારજાગૃતિમાં મદદરૂપ થશે અને તેઓ સંતોષ અનુભવશે એવી આશા છે.

૧૦-૪-'૫૫
અમદાવાદ

# પ્રસ્તાવના

હું લેખક નથી છતાં કેટલાક માસિકોના સંપાદકોએ મને લેખક બનાવ્યો છે. તેમના આગ્રહથી મેં વખતોવખત મારા વિચારો લેખરૂપે જનતા સમક્ષ મૂક્યા છે. તે પૈકી કેટલાક બરાબર સુધારી તેમાં કોઈ કોઈ ઠેકાણે વિચારોની સ્પષ્ટતા કરીને, આ પુસ્તકમાં એકત્ર છાપ્યા છે. આ લેખો પ્રસંગોપાત્ત જુદે જુદે સમયે જુદા જુદા વિષયો પર લખાયેલા હોવાથી તેમાં વિચારોનો કશો અનુક્રમ લગાડવાનો પ્રયત્ન કરેલો નથી. તેમાંનો દરેક લેખ સ્વતંત્ર રીતે જુદો છે, પણ બધાની પાછળ વિચારોનો દૃઢ પાયો છે. મારા લેખો પુસ્તકરૂપે પ્રકટ થાય એવી આગ્રહભરેલી સૂચના મને થતી હોવાથી મેં આ કામ હાથમાં લીધું છે. ગુજરાતી વાચકોનો મારા પરનો પ્રેમ અને સદ્ભાવ આમાં કારણભૂત છે. વિવેક અને સાધનાની જેમ આ લેખસંગ્રહ જનતામાં પ્રિય થશે એવો મને ભરોસો છે. હાલતુરત આ લેખો પૈકી પહેલો ભાગ પ્રસિદ્ધ થાય છે. લોકાભિરુચિ જોઈને પછીનો ભાગ પ્રસિદ્ધ કરવાનો વિચાર છે.

મૂળ મરાઠીમાંથી આ ગુજરાતી અનુવાદ મારા મિત્ર શ્રી રમણીકલાલ મોદીએ કર્યો છે. કોઈ પણ લેખના અર્થ, આશય, ભાવ કે તેના સ્વારસ્યમાં જરા પણ ઊણપ ન આવવા દેતાં તેમણે અનુવાદ કરવામાં જે દક્ષતા અને સૂક્ષ્મતા વાપરી છે તે નોંધપાત્ર છે.

નવજીવન પ્રકાશન મંદિરે મારા પરના પ્રેમને લીધે પ્રકાશનનું કામ પોતાની મેળે સ્વીકાર્યું અને તે થોડા જ સમયમાં પૂરું કર્યું તે માટે હું તેનો આભારી છું.

શાંતિકુંજ, નાયગાંવ ક્રૉસરોડ
દાદર, મુંબઈ–૧૪
૨૦–૪–'૫૫

કેદારનાથ

# અનુક્રમણિકા

૧

# કર્મમાર્ગનો સાત્ત્વિક આનંદ

ઇન્દ્રિયજન્ય વિષયસુખની અતિશયતાનાં વિપરીત પરિણામ; ખોટી સમાજરચના; તેનો ઊંચનીચ ભાવ; ભ્રામક અને કામનિક ધાર્મિક ક્રિયાકાંડ; ઉદ્યોગ, સદ્‌ગુણ અને કર્તૃત્વનો અભાવ વગેરે અનેક કારણોને લીધે પેદા થયેલાં દુઃખોમાંથી પોતાને અને બીજાઓને છોડાવીને માનવોચિત સુખ પ્રાપ્ત કરતાં અને આપતાં આવડે એવો ઇહલોકનો માર્ગ આપણને સૂઝ્યો નહીં અને મળ્યો નહીં, ત્યારે પરલોકના સુખની આશા પર દુઃખ સહન કરતા રહેવાની કલ્પના નીકળી. પછી તે સુખની આશા ખોટી લાગી તેથી, અથવા પરલોકનું સુખ પણ ઇન્દ્રિયજન્ય એટલે નાશવંત છે, અશાશ્વત છે એમ વિચાર કરતાં જણાયું તેથી, તેને ગૌણ ગણવામાં આવ્યું અને પછી સુખમાત્ર–આનંદમાત્ર સદોષ અને ત્યાજ્ય છે, એ પ્રકારની કલ્પના નીકળી. કોઈ પણ સુખ ક્યારે પણ છેવટે દુઃખમાં જ પરિણમતું હોય છે. ત્યારે દુઃખ ન જોઈતું હોય તો સુખનો પણ ત્યાગ કરવો જોઈએ એવો વિચાર તેમાંથી પેદા થયો. સુખ અને દુઃખ એ એક જ સિક્કાની બે બાજુઓ છે એવી આપણે દૃષ્ટાંતપૂર્વક પોતાના મનની સમજણ કરી લીધી અને દુઃખમાંથી છૂટવા માટે સુખનાયે સર્વસ્વ ત્યાગનો વૈરાગ્યપ્રધાન માર્ગ આપણે કાઢ્યો.

काल्पनिक आनंदना भाविक प्रकारो

પરંતુ તેટલાથી એટલે કેવળ સુખના ત્યાગથી આપણું સમાધાન થયું નહીં. માનવજીવનની યોગ્ય જરૂરિયાતો અને ઇચ્છાઓનો ખાસ આગ્રહપૂર્વક ત્યાગ કરવાની અને એક પ્રકારનું કૃત્રિમ જીવન બનાવવાની પાછળ આપણે લાગ્યા. ભૂખ, તરસ અને નિદ્રાની સગવડ માટે ખાનપાન અને સ્થાનની વ્યવસ્થાની જરૂર લાગે છે. આ જરૂરિયાતોને લીધે આપણે બંધનમાં પડેલા છીએ. શરીરથી ' આત્મા ' જુદો છે. આપણે આત્મા—

છીએ. શરીરને જરૂરી એવી આવશ્યકતાઓથી આપણે મુક્ત થયા એટલે આપણને મુક્તિ મળવાની. આ શ્રદ્ધા અને વિચારસરણીને લીધે તપને મહત્ત્વ મળ્યું. મોક્ષના પરમ સુખની આશાથી શરીરના બંધનમાંથી આત્માને કાયમનો છોડાવવા માટે કેટલાક દિવસો સુધી ભૂખ, તરસ અને નિદ્રાનો ત્યાગ કરીને તીવ્ર કષ્ટ સહનારા કેટલાક લોકો સમાજમાં નીકળ્યા. સંસારની સગવડોનો ત્યાગ–જાણી જોઈને કંઈક કષ્ટો અને યાતનાઓનો સ્વીકાર–આ બધા ત્યાગ, તપ, સંયમ અને કષ્ટની પાછળ મોક્ષની કલ્પના અને ઉત્કટ આશા ભરેલી હતી. આ જાતના તપસ્વીઓને તપ કરતી વખતે અને તપ પછી કયું સુખ પ્રાપ્ત થયું હશે તે આપણે કલ્પી શકતા નથી. છતાં શરીરરહિત કેવળ 'આત્મા' શરીર છોડયા પછી કોઈ વિશિષ્ટ સર્વોચ્ચ સુખ અનુભવી શકે છે એવી તેમની શ્રદ્ધા હતી એમાં સંશય નથી. તેટલી શ્રદ્ધાથી જેમને તૃપ્તિ ન થઈ તેમણે શરીરકષ્ટ ઓછું કરીને, તપને કંઈક સૌમ્ય કરીને, 'આત્મા' સચ્ચિદાનંદસ્વરૂપ છે એમ કલ્પીને તે કલ્પનાના આનંદમાં રમમાણ થવાનો અને રહેવાનો ઉપાય શોધ્યો. કેટલાકોએ તેમાં જ જુદા જુદા આનંદોની કલ્પના કરીને આત્માનંદ, બ્રહ્માનંદ, અભેદાનંદ વગેરે વગેરે આનંદ નિર્માણ કર્યા. માણસ આનંદ કે આનંદની કલ્પના છોડીને કેવળ આત્મવિષયક રુક્ષ કલ્પનામાં રહી શકતો નથી; માટે કેવળ આત્મવિષયક વિચાર પર આવેલાઓને પણ જુદા જુદા આનંદ કલ્પવા પડયા. આ કલ્પકોએ પણ શરીરસુખ ત્યાજ્ય જ માન્યું. એટલા આનંદથી પણ જેમની તૃપ્તિ થઈ નહીં તેમણે વૈરાગ્ય ધારણ કર્યા પછી પરમેશ્વરને સાકાર અને પરમ સુંદર બનાવીને તેના દિવ્ય આકારનાં તેમ જ દિવ્ય ગુણનાં મનઃકલ્પિત અદ્‌ભુત વર્ણનો કરીને તાલ અને સૂરથી વાદ્ય સાથે એકલા કે સામુદાયિક રીતે ગાવાની પદ્ધતિ કાઢી અને તેમાં મનને રમમાણ કરવાનો, આનંદ મેળવવાનો માર્ગ કાઢયો. તેમણે પરમેશ્વરનાં દિવ્ય ધામો કલ્પ્યાં. ત્યાંના દિવ્ય સુખનાં–રાતદિવસનાં, ત્યાંના પરમ આનંદદાયક કાર્યક્રમોનાં એક કરતાં એક સરસ વર્ણનો બનાવ્યાં. ભક્ત મરણોત્તર તે દિવ્ય ધામમાં પરમેશ્વર પાસે વાસ કરે છે એવી

શ્રદ્ધા કાળાંતરે માણસના હૃદયમાં ઉદ્ભવી. આવી મનની સ્થિતિમાં પરમેશ્વરની મૂર્તિ બનાવીને તેનાં મંદિરો ઊભાં કરવામાં આવ્યાં. પછી મૂર્તિનાં પૂજન-અર્ચન, ષોડશોપચારનો ઠાઠ, નૈવેદ્ય, તીર્થપ્રસાદ, ગાયન, વાદન, નર્તન, ભજન, દીપોત્સવ, મહોત્સવ, અન્નકૂટ વગેરે પ્રકારો નિર્માણ થતાં તેમાંથી માણસ આનંદ અને સુખ મેળવવા લાગ્યો. દિવ્ય ધામની નકલ અહીં જ કરીને, અહીં જ તેનાં પ્રતિધામ ઊભાં કરીને ભક્તિના નામે પોતે જ બનાવેલી સૃષ્ટિમાંથી સુખ અને આનંદ મેળવવાનો માનવીનો આ પ્રયત્ન હતો અને હજુયે તે પ્રયત્ન ચાલુ છે. પોતાના સુખ અને આનંદ ખાતર પરમેશ્વરને પોતાને જોઈએ તેવો સગવડવાળો બનાવીને તેના નિમિત્તે જુદાં જુદાં ખાનપાનના સમારંભ-કાર્યક્રમ માણસે નિર્માણ કર્યા. ધાર્મિક સંપ્રદાયોમાં ભક્તિને નામે સુખોપભોગના તથા માનમરતબાના યથાયોગ્ય લાભ્યા તેવા દરજ્જા ઠરાવવામાં આવ્યા. અધિકારી-કાર્ય કરનારાઓ નિયુક્ત કરવામાં આવ્યા. આવી રીતની સાંપ્રદાયિક અનેક સૃષ્ટિઓ આપણા સમાજમાં બનતી આવી છે, અને હજુયે બને છે. પરંતુ પાંચ જ્ઞાનેંદ્રિયો દ્વારા આટલા સુખોપભોગથી પણ આપણો વૈરાગ્ય જરા પણ ઓછો થયો છે અને આપણે આનંદના ભોક્તા બન્યા છીએ એમ તે પૈકી કોઈનેયે લાગતું નથી.

માનવીની અમર सुखेच्छा

માનવીનું મન સુખને કોઈ રીતે છોડી શકતું નથી. એક સુખ કે આનંદ છોડતાં પહેલાં તેને બીજા કોઈ પણ સુખની કે આનંદની ખાતરી, આશા કે કલ્પના યે જરૂરી લાગે છે. વૈરાગ્ય, મોક્ષ, ભક્તિ વગેરે બધી બાબતો વિષેના માનવજાતિના પ્રતિહાસમાં માનવમનનું નિરીક્ષણ અને તપાસ કરતાં આ જ દેખાઈ આવે છે. મોક્ષના સુખની આશાથી માણસે સંસારસુખનો ત્યાગ કરીને જોયું; ખાન, પાન અને વિશ્રાંતિનો જાણી જોઈને ત્યાગ કરીને હઠપૂર્વક શરીરને નિષ્કારણ કષ્ટ આપીને, દેહદંડન કરીને અને યાતના સહન કરીને જોયું; પોતા વિષે આત્મા પરમાત્મા, બ્રહ્મ પરબ્રહ્મ-ગમે તે દિવ્ય, ભવ્ય, વ્યાપક કલ્પના કરીને

માણસે જોયું. ભક્તિને નામે જુદા જુદા સંપ્રદાયો, જુદી જુદી સૃષ્ટિઓ નિર્માણ કરી જુદા જુદા દિવ્ય સુખની કલ્પના કરીને જોયું. પરંતુ કોઈ પણ ઉપાયથી તેનું મનુષ્યપણું નાશ પામ્યું નહીં. તેને શરીરથી અલગ થતાં આવડયું નહીં. અને સુખને–આનંદને તે કાયમનો છોડી શક્યો નહીં. ગમે તેટલા ઉગ્ર તપથી તેની સુખેચ્છા મરતી નથી. તે કોઈ પણ જગ્યાએ જીવ ધરીને રહે છે જ, એટલું જ નહીં પણ કોઈ કોઈ વાર તે વિકૃત થઈને તેની પ્રતિક્રિયા અનિષ્ટપણે જીવન પર થઈ આવે છે આ બધું નિરીક્ષણને અંતે સમજવામાં આવ્યું છે.

**साधक दशामा पतननो भय**

વૈરાગ્યના જોશમાં બનાવેલું કઠોર કૃત્રિમ જીવન એ ખરું સહજ જીવન કદાપિ થઈ શકતું નથી. આગ્રહથી–નિગ્રહથી તેવું જીવન થોડો વખત કોઈ દિવ્ય આનંદની કલ્પનામાં જો કાઢયું હોય છતાં તે આનંદમાં જીવનના કર્મમાં મળનારા પ્રત્યક્ષ આનંદ જેવી સત્યતા નથી હોતી. કલ્પના સિવાય કોઈ પણ બીજા કુદરતના ધર્મનો તેને આધાર ન હોવાથી પોતાની કલ્પનાનો વેગ ઓછો થવા લાગે એટલે તે આનંદ ઓસરવા માંડે છે. કલ્પના કદાપિ એકસરખી ટકી રહે એ શક્ય નથી. તેના સુખની કે આનંદની મધુરતાયે વખત જતાં ઓછી થતી જાય છે અને પછી તે કલ્પનામાં આનંદ લાગતો નથી. કલ્પનાની ગતિ–તેની દોડ મંદ પડે છે અને પછી બંધ પણ થાય છે. એવી સ્થિતિમાં તેના તે જ ભજનમાંથી–ધૂનમાંથી આનંદ નિર્માણ થતો બંધ થાય છે. ક્રિયા થાય છે પણ આનંદની લહેરો ઊઠતી અટકી પડે છે. આવો કલ્પિત આનંદ કોઈનો થોડો કાળ તો કોઈનો અધિક કાળ ટકે છે, પરંતુ તે કયારે પણ ઓસરી જાય છે જ. થોડી તાત્ત્વિક દૃષ્ટિ આવતાં જ, નિરીક્ષણશક્તિ વધતાં જ પોતે જ બનાવેલી સૃષ્ટિનું કલ્પિતપણું–તેનું અસત્યપણું લક્ષમાં આવ્યા પછી કલ્પનાનો આનંદ નાશ પામે છે. આ પ્રમાણે કોઈ પણ કારણે આનંદ નાશ પામ્યા પછી કે ઈશ્વરવિષયક પહેલી વ્યાકુળતા ઓછી થયા પછી આ માર્ગના સાધકનું મન

કાર્યરહિત અને આનંદરહિત થતું જાય છે. ઈશ્વર તરફની તેના ચિત્તની ગતિ મંદ કે બંધ પડી જાય અને કલ્પિત આનંદ ભલેને હોય, પણ જે પૂર્વે મળતો હતો તે મળતો બંધ થઈ જાય એટલે એવી સ્થિતિમાં તેનું મન ફરીને આનંદ શોધવા લાગે છે. કર્મમાર્ગ છોડીને કેવળ નિવૃત્તિપરાયણ થયેલા સાધકને કર્મમાર્ગનો વ્યવસાય ન હોવાથી ઉપયુક્ત કર્મમાંથી અથવા કર્તવ્યમાંથી સાત્ત્વિક સુખ અને આનંદ પ્રાપ્ત કરવાનું પ્રત્યક્ષ કોઈ પણ સાધન રહ્યું ન હોવાથી તે સ્થિતિમાં તેની અવનતિ થવાનો ભય હોય છે. અને કેટલાક નિવૃત્તિપરાયણ સાધકો આ જ સ્થિતિમાં ભૂલભરેલા માર્ગે લાગે છે. મનમાં કોઈ પણ ઉચ્ચ હેતુની તાલાવેલી હોય ત્યાં સુધી સાધકની અવનતિ થવાનો સંભવ ઓછો હોય છે. તાલાવેલી અને તે તાલાવેલીમાંયે એક પ્રકારના પવિત્ર માનસિક સ્થિતિના સંતોષને લીધે તે કાળે બીજા બધા પૂર્વ સંસ્કારો સુપ્તપણે દબાઈને રહેલા હોય છે. પરંતુ તાલાવેલી શાંત થયા પછી—ઓછી થયા પછી પહેલાંના કૃત્રિમ કઠોર નિયમનની પ્રતિક્રિયા પૂર્વસંસ્કારોની જાગૃતિરૂપે થવાનો ઘણો સંભવ છે. આ જ વખતે માનસિક ચંચળતા અને અતૃપ્તિ જણાવા લાગે છે. કલ્પિત આનંદથી તૃપ્તિ થવા જેવી સ્થિતિ રહેલી નથી હોતી. નિવૃત્તિપરાયણતાની આ સ્થિતિ સાધકને માટે ઘણી કઠણ હોય છે અને એમાંથી જ દંભ નિર્માણ થવાનો ભય હોય છે.

**काल्पनिक वि० सात्त्विक आनंद**

માનવીની ઉન્નતિના અને જીવન વિષેના ધ્યેયની દૃષ્ટિએ વિચાર કરતાં લાગે છે કે આવા પ્રકારનાં વૈરાગ્ય, ભક્તિ કે આત્મજ્ઞાન ઉન્નતિ માટે ખરેખર ઉપયોગી ન થતાં તેનાથી ઊલટું ભ્રમ અને દંભ વધવાનો અને ત્યાર પછી આ બધાનું પર્યવસાન દુર્ગુણમાં થવાનો ભય છે. આયુષ્યના તદ્દન છેવટના ઉત્તરકાળમાં જો મનુષ્ય નિવૃત્તિપરાયણ થાય અને એકાકીપણે પોતાનું આગળનું જીવન પવિત્રપણે ગાળીને શાંતિથી પોતાની જીવનયાત્રા પૂરી કરવાનો પ્રયત્ન કરે તો તેનો હેતુ પૂર્ણ થવો કઠણ નથી. પરંતુ જીવનની આશા અને

ઉત્સાહના કાળમાં નિવૃત્તિપરાયણ થઈ પોતાની બધી સુખેચ્છાઓ મારીને પવિત્રપણે છેવટ સુધી જીવન ચલાવવું એ ઘણું કઠણ છે; કારણ કે જીવ સુખ અને આનંદનો ભોક્તા છે. તેને ગમે ત્યાંથી સુખ અને આનંદ મેળવવાની જરૂર હોય છે. તેથી જ આત્મવિષયક કલ્પનામાંથી, ભક્તિ-ભાવનામાંથી–તેના પ્રકારોમાંથી ગમે ત્યાંથી તે આનંદ નિર્માણ કરવાને પ્રયત્ન કરતો હોય છે. આ બધા કલ્પિત આનંદથી તેને ખરી તૃપ્તિ થતી નથી અને ચિત્તની સામાન્ય સુખેચ્છાઓનોયે નાશ થતો નથી. તેના કરતાં માણસ જો જીવનમાં કોઈ પણ પ્રત્યક્ષ સાત્વિક આનંદને ત્યાજ્ય ન સમજતાં ઊલટું જુદા જુદા સાત્વિક આનંદ શોધી કાઢી શકે અથવા સાંસારિક કહેવાતાં સુખ અને આનંદ સાધતાં તેમને નિર્દોષ કરી શકે તો તેમાંથી તેમનું પોતાનું અને બીજાઓનું પણ કેટલુંયે કલ્યાણ થાય. વૈરાગ્યની ખોટી સમજણને લીધે, દુઃખના ભયને લીધે આપણે સુખમાત્ર, આનંદમાત્ર ત્યાજ્ય માનવા લાગ્યા એ ઉન્નતિના માર્ગમાં આપણી ઘણી મોટી ભૂલ થઈ. કર્મમાર્ગના આનંદને શુદ્ધ ન કરતાં, તેમને સાત્વિક ન બનાવતાં, તેમને પાપરૂપ-દોષરૂપ સમજવા લાગ્યા, એટલે આત્મવિષયક, ઈશ્વરવિષયક કૃત્રિમ, અને કાલ્પનિક આનંદ આપણે નિર્માણ કરવા પડ્યા અને તેથી જ સ્વર્ગસુખની, દિવ્યલોકની, મોક્ષસુખની અતિશયતાપૂર્ણ ખોટી કલ્પનામાં આપણા મનને સદૈવ તરંગિત રાખવું પડયું. મન કેટલોક કાળ તેમાં રહે પરંતુ તેની પણ મર્યાદા છે. બધો જ કલ્પનાનો ખેલ. ત્યારે પોતાની કલ્પનામાં જુદા જુદા પ્રકારો અને પ્રયત્નોથી બળ લાવીને–શ્રદ્ધા દૃઢ કરીને તે ખેલ આપણે ટકાવવો પડે છે, પરંતુ 'बोलाचीच कढी बोलाचाचि भात । जेवूनिया तृप्त कोण झाला ?' (શબ્દોની જ કઢી અને શબ્દોનો જ ભાત ખાઈને કોણ તૃપ્ત થયું છે?) તે જ ન્યાય આ પ્રકારમાં છે. મનની કલ્પેલી મીઠાઈમાં આપણે માનીએ તેટલી મીઠાશ હોવાની. સાઇકલ આપણે ચલાવીએ તેટલી તે આપણને આગળ લઈ જાય છે, પણ કલ્પનાની સાઇકલને આપણે ગમે તેટલી ચલાવીએ તોયે તે આપણને એક ઇંચ પણ

પ્રત્યક્ષ આગળ લઈ જઈ શકતી નથી. આ માટે કેવળ કલ્પનાજન્ય કોઈ પણ પ્રકારમાં આપણી ઉન્નતિ કરવાનું કે ટકાવવાનું સામર્થ્ય નથી. તેના કરતાં કર્મમાર્ગમાં પ્રત્યક્ષ આનંદ અને સુખ આપનાર સાત્વિક સાધનોની પાછળ આપણે લાગીએ તો તેનાથી આપણું કર્તૃત્વ વધશે, કર્મમાર્ગની સુધારણા થશે અને તેનું પરિણામ એકંદરે સમાજ પર પણ કંઈક અંશે ઇષ્ટ જ થશે.

મનુષ્ય અને બીજાં પ્રાણીઓ સાથે આવેલા આપણા સંબંધોને પવિત્ર, ઉદાર, સુખપ્રદ અને આનંદપ્રદ કરવાનો આપણે પ્રયત્ન કરીએ તો તેનાથી આપણને સાત્વિક સુખ અને આનંદ થયા વગર રહેશે નહીં. આરોગ્યપ્રદ, ઉપયુક્ત અને તત્કાળ કાંઈક લાભદાયક એવા મનોરંજક શરીરશ્રમની જુદી જુદી પદ્ધતિઓ આપણે નિર્માણ કરીએ તો તેમાંથી આપણે આનંદ ન લઈ શકીએ કે? અથવા કોઈ પણ શરીરશ્રમને મનોરંજક કરવાનું આપણને સધાય તો તેમાંથી આનંદ પેદા નહીં થાય શું? અગર આપણાં હમેશનાં કાર્યો—આપણાં કર્તવ્યો આપણે આનંદિત મનથી કરવા લાગીએ તો તે કાર્યો જ આપણને આનંદપ્રદ નહીં થાય શું?

**निवृत्तिनो कृत्रिम आनन्द**

નિવૃત્તિપરાયણ અને વિરાગી વ્યક્તિઓના જીવનમાં આનંદ, ઉત્સાહ ન જણાતાં રુક્ષતા, ઉદાસીનતા અને નીરસતા દેખાય છે એનું કારણ એ છે કે તેમનામાં પ્રેમ, મધુરતા અને ઉત્સાહ ન હોવાં જોઈએ અને હોય તો તેને નષ્ટ કરવાં જોઈએ તેમ જ તે નિર્માણ થાય એવાં કાર્યો છોડવાં જોઈએ એવી તેમની પોતાની અને બીજાઓની પણ સમજણ હોય છે. પરંતુ આ સમજણ ભૂલભરેલી છે. આ સમજણને લીધે આપણે જીવનના સહજ સાત્વિક આનંદને ગુમાવી બેસી છીએ અને આનંદ માટે કાલ્પનિક અને ભ્રામક સૃષ્ટિમાં મનને રંગવાનો પ્રયત્ન કરીએ છીએ. જીવનમાં સાત્વિક આનંદ મેળવતાં મેળવતાં આપણે પોતાની ઉન્નતિ સાધવી જોઈએ એ કલ્પના જ આપણને હજુ ગળે ઊતરી નથી. આનંદની અને સુખની ઇચ્છા કદી નાશ પામતી નથી માટે આત્મવિષયક ધારણામાંથી

આનંદની જુદી જુદી ભાવનાઓ અને ભક્તિના નિમિત્તે જુદા જુદા કાલ્પનિક પ્રકારો નિર્માણ થતાં તે દ્વારા આનંદ અનુભવવાનો પ્રઘાત ચાલુ થયો. પરંતુ આ બધી કલ્પનામય સૃષ્ટિથી ચિત્તનું સમાધાન ન થતાં તે ફરીને પ્રત્યક્ષ સુખ અને આનંદ માટે ભૂખ્યું જ રહે છે એવું અનેક અનુભવો પરથી દેખાઈ આવે છે. તે મૂળ ઇચ્છા પર વૈરાગ્યનાં કેટલાંયે પડો ચડાવ્યાં હોય અથવા કૃત્રિમ આનંદને લઈને ચિત્તને ગમે તેટલું સમજાવવાનો પ્રયત્ન કર્યો હોય તોયે કર્મેંદ્રિયો, જ્ઞાનેંદ્રિયો, મન અને બુદ્ધિ દ્વારા પ્રત્યક્ષ સુખ અને આનંદાનુભવની સ્વાભાવિક ઇચ્છા જીવમાં સુપ્તપણે રહેલી જ છે. ખોટા પ્રયત્નથી તે કદી નાશ પામતી નથી. બહુ થાય તો — અને ઘણે ભાગે તેમ જ થતું હોય છે કે તે કેવળ વિકૃત સ્વરૂપ ધારણ કરે છે. એમ ન હોત તો ભરજુવાનીમાં સંસાર છોડી દીધેલા વૈરાગ્યનિષ્ઠો આગળ ઉપર મઠમંદિરની ખટપટમાં કેમ પડત? આવા વિરક્તો પરથી સહેજે કોઈ ટીકાત્મક બુદ્ધિથી કહેશે :

'घरबार छोड दिया, मठमंदिर बनाने लगा ।
बेटाबेटी छोड दिया चेलाचेली करने लगा ॥'

સારાંશ, ચિત્તની અવશિષ્ટ વાસના એક નહીં તો બીજા સ્વરૂપે બહાર પડ્યા વગર રહેતી નથી.

**પ્રવૃત્તિની શુદ્ધિ**

માટે ઉન્નતિ સાધવાની ઇચ્છા રાખનારે કર્મમાર્ગ છોડીને – પોતાનાં કર્તવ્યો છોડીને – કેવળ નિવૃત્તિપરાયણ થવાની જરૂર નથી. પ્રવૃત્તિ છોડ્યા પછી ખરી અડચણ ચિત્તને ચોવીસ કલાક સાત્ત્વિક વિષય – કે જેમાં આનંદ અને પ્રગતિ બંનેનો લાભ થઈ શકે એવો – કેમ પૂરો પાડવો એ જ હોય છે. કર્તવ્ય કર્મો છોડવાથી ચિત્ત નિવૃત્ત થતું નથી. તેનો લય કરવા સુધીની સિદ્ધિ આપણે સાધી હોય તોયે તે વ્યુત્થાન દશામાં આવ્યા વગર રહેતું નથી; કારણ કે તે તેની સ્વાભાવિક સ્થિતિ છે, લયાવસ્થા એ અભ્યાસથી આણેલી થોડા કાળ પૂરતી અવસ્થા છે. તેથી ચિત્ત સ્વાભાવિક સ્થિતિ પર સહેજે ક્યારેય આવશે જ, અને આવ્યા પછી તેનું હમેશનું કાર્ય તે

કરશે. રોજ આપણી પોતાની આંખોને ચાર કલાક બંધ રાખવાનો અભ્યાસ પાડીએ તો તેથી આંખોનો જોવાનો ધર્મ નાશ પામતો નથી. તેને ચાર કલાક બંધ રાખો કે આઠ કલાક, પણ આંખો ઊઘડતાં જ તે પોતાનું જોવાનું કામ ચાલુ કરશે. તે જ પ્રકાર ચિત્તની બાબતમાં છે. તેથી ઉન્નતિ માટે માણસે ઉતાવળથી પ્રવૃત્તિનો ત્યાગ ન કરતાં પોતાની પ્રવૃત્તિનું–ચોવીસ કલાકના પોતાના કાર્યનું શોધન કરવું જોઈએ. પોતાથી થતાં બધાં કાર્યો તપાસવાં. તેમાં પોતાની અને બીજાઓની વૃત્તિ, હેતુ, ભાવના, સાધનો અને તે બધાનાં આપણા પર અને બધા પર થનારાં અંતર્બાહ્ય પરિણામોની શોધ કરવી. આપણી વૃત્તિમાં, હેતુમાં અને સાધનમાં દોષ હોય તો તે સુધારવો. કર્મનાં પરિણામો કોઈ પણ બાજુથી કોઈનેયે અનિષ્ટ થતાં દેખાતાં હોય તો તે કર્મમાં સુધારણા કરવી. આવી રીતે વિવેકપૂર્વક શોધીને અનુચિત કર્મોનો ત્યાગ કરવો. પછી બાકી રહેલાં આવશ્યક કાર્યો આપણાં કર્તવ્યો ઠરશે. તે કરતાં આપણામાં વધારે પ્રેમાળપણું, ઉદારતા, કૃતજ્ઞતા, પ્રામાણિકતા, સરળતા, સત્યતા, વિનય અને નિર્દોષતા વગેરે ગુણો કેમ લાવી શકાય તેનો વિચાર કરવો. આપણો વિવેક જેટલો સૂક્ષ્મ, પ્રખર અને વ્યાપક કરી શકાય તેટલો કરવો અને તે વિવેકશક્તિ દ્વારા આપણે પોતાની પ્રવૃત્તિને શુદ્ધ કરવી. પ્રવૃત્તિ છોડવાની જરૂર નથી, પરંતુ તેને શુદ્ધ કરવાની જરૂર છે. ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરવાની જરૂર નથી, પરંતુ તેને વધારે શુદ્ધ કરીને સફળ કરવાની જરૂર છે.

આ પ્રમાણે શોધન કરીને વિવેકથી આપણે પોતાની પ્રવૃત્તિ ઠરાવતાં અને તે કરતાં કરતાં ચિત્તની શુદ્ધિ અને સદ્‌ગુણોની વૃદ્ધિ કરવાની છે, એ વાત આપણે સમજીએ તો આપણો માર્ગ સરળ થાય છે. કોઈ પણ કલ્પનાજન્ય સુખની કે કલ્પનાતીત ધ્યેયની અભિલાષા ધારણ કરીને તેમાં આનંદ માનવાથી કે તે માટે સદૈવ વ્યાકુળ રહેવાથી આપણી ઉન્નતિ થતી નથી. જીવનના દરેક કાર્યમાં સાત્ત્વિકતા લાવવાથી અને કર્મની શુદ્ધિ સાધવાથી આપણી ઉન્નતિ થાય છે. આપણું દરેક કાર્ય પોતાને અને

सात्त्विक आनंद

બીજાઓને લાભદાયક થતુ રહે એવી બુદ્ધિથી નિર્દોષપણે કરતા રહેવાથી ઉન્નતિ સધાય છે તે કાર્ય કરતાં બધા વિષેની શુભેચ્છાને લીધે આપણા હૃદયમાં સહેજે આનંદ ઉત્પન્ન થવો જોઈએ. જે જે વ્યક્તિ સાથે આપણો સંબંધ આવે તે તે વ્યક્તિના હૃદયમાં શુદ્ધ આનંદ નિર્માણ કરવાની કલા આપણામાં હોવી જોઈએ. આનંદ સિવાય જીવનમાં ઉત્સાહ આવી શકતો નથી. ઉત્સાહ સિવાય જીવનમાં મહાન અને કઠણ કાર્યો કદી થઈ શકતાં નથી. કર્મેંદ્રિયો, જ્ઞાનેંદ્રિયો, મન અને બુદ્ધિદ્વારા આનંદ અને સુખ આપવાની અને લેવાની શક્તિ પરમાત્માએ આપણામાં મૂકેલી છે. તે બધાં દ્વારા મનુષ્યોચિત સુખ અને આનંદના સાત્વિક પ્રકારો નિર્માણ કરીને આપણા અને બીજાના જીવનમાં રસ પેદા કરતાં આવડવો શકય છે. તે સાત્વિક આનંદ આપણી ઉન્નતિમાં બાધક ન થતાં સદૈવ પોષક થતો રહેશે. સાત્વિક આનંદ શરીર, બુદ્ધિ અને મનની કોઈ પણ શક્તિમાં ઊણપ નહીં લાવે. ઊલટું તે શક્તિઓ અધિક ઉજ્જવળ, શુદ્ધ અને વિકસિત થવામાં તેની મદદ થાય છે.

શુદ્ધ પ્રવૃત્તિ વડે આપણે બધી બાજુએથી આપણો વિકાસ સાધવાનો હોવાથી પોતાનાં શરીર, બુદ્ધિ ને મન – ત્રણેયની શક્તિ વિકસિત અને શુદ્ધ કરવાનો આપણો આગ્રહ હોવો જોઈએ. તે માટે આપણું શરીર નીરોગી, બળવાન અને ચપળ બનવું જોઈએ. અને તેવું તે આપણને રાખતાં આવડવું જોઈએ. તે માટે જે સાધનો આપણે વાપરીએ, જે ઉપાય આપણે કરીએ તેમાં આપણી બુદ્ધિનોયે વિકાસ સધાય અને આપણું મન પણ આનંદિત રહે એવા પ્રકારની યોજના આપણને સૂઝવી જોઈએ. તે જ પ્રમાણે બૌદ્ધિક વિકાસની સાથેસાથે આપણું મન પણ શુદ્ધ અને ઉદાત્ત થાય અને માનસિક ઉન્નતિ સાધતાં શરીર અને બુદ્ધિનોયે વિકાસ થતો રહે એ બાબત તરફ આપણે લક્ષ આપવું જોઈએ. આપણા મનોરંજનના પ્રકારો નિર્દોષ હોવા જોઈએ, એટલું જ નહીં પણ મનોરંજન સાથે જ આપણને જ્ઞાન મળતુ રહે, મનનું પાવિત્ર્ય

સર્વાંગી વિકાસ

વધતું રહે અને શરીરનેયે કશી હાનિ ન થતાં તે સાથે કેટલાક શારીરિક ગુણોનેયે લાભ થતો રહે એટલી વ્યાપક યોજનાશક્તિ આપણામાં હોવી જોઈએ. આપણે જીવનનું ધ્યેય – આપણા સર્વ શિક્ષણનું ધ્યેય આ જાતનું રાખ્યું હોય તો આપણને આવી યોજના નહીં સૂઝે એમ નહીં. પરંતુ ખરી જીવનસિદ્ધિ આમાં જ છે એવી આપણી દૃઢ મતિ થવી જોઈએ.

સાત્ત્વિક આનંદ આપણી ઉન્નતિ માટે જરૂરી છે એવી આપણી ખાતરી હોવી જોઈએ. પ્રેમ, વાત્સલ્ય, સખ્ય, મૈત્રી, મધુરતા વગેરે સદ્‌ગુણોને લીધે માણસમાં અરસપરસ લાગતું આકર્ષણ ઉન્નતિમાં બાધક નથી. માતૃપ્રેમ, પિતૃપ્રેમ, પુત્રપ્રેમ વગેરે કૌટુંબિક સંબંધના પ્રેમના પ્રકારો વૈરાગ્યમાં લોપ લાવનારા નથી, એટલું જ નહીં પરંતુ શુદ્ધ દાંપત્યપ્રેમ પણ પોતાની ઉન્નતિમાં સાધક થાય છે એ બાબતો માનવમનના વિકાસની દૃષ્ટિએ વિચાર કરીને સમજી લેવી જોઈએ. માનવી સદ્‌ગુણ અને તેને લઈને મળતા માનવોચિત આનંદ અને સુખની મદદથી જ આપણે પોતાની ઉન્નતિનું શિખર પ્રાપ્ત કરવાનું છે.

**कर्मत्यागने लीधे थनारी हानि**

આ દૃષ્ટિએ આપણે ઉન્નતિનો વિચાર કર્યો ન હોવાથી આપણું ઘણું અહિત થયું છે. વ્યક્તિ, કુટુંબ અને સમાજની ઉન્નતિ ન થતાં અનેક સદ્‌ગુણોથી આપણે વંચિત રહ્યા છીએ. કાલ્પનિક અને અસંભાવ્ય ધ્યેય આપણે માનતા રહ્યા. તે માટે નિવૃત્તિપરાયણ થઈને સાદી સર્વસાધારણ સગવડોનોયે ત્યાગ કરવો, એટલું જ નહીં પણ જાણી જોઈને કેટલાંક દુઃખો નિર્માણ કરીને તે સહન કરતા રહેવું એને આપણે સાધન માન્યું, અને કેવળ આનંદ વિષેની કલ્પનાથી આનંદ અને સુખની ભૂખ ભાગવા માંડી. પ્રવૃત્તિમાર્ગની કિંમત ઓછી સમજ્યા. પ્રેમ, મૈત્રી, વાત્સલ્ય – એ સદ્‌ભાવનાઓથી અને તેને અનુરૂપ કર્મથી મળતારા આનંદને પણ આપણે ત્યાજ્ય સમજેલા હોવાથી આપણે આપણું જીવન રુક્ષ કરી નાખ્યું. આવી સ્થિતિમાં મન ટકવું શક્ય ન હોવાથી તેમાંથી જ દંભ

નિર્માણ થયો. પરમ ઉચ્ચ માનેલું ધ્યેય આપણને પ્રાપ્ત થઈ શકતું નથી. સાત્ત્વિક આનંદ લેવાની કળા, સાધન અને ઉપાયની જાણ નથી. જાણ હોય તોયે નિવૃત્તિપરાયણતા સ્વીકારેલી હોવાથી અથવા તેવી જીવન-પદ્ધતિને લીધે તે આનંદ આપણાથી લઈ શકાતો નથી. આવી સ્થિતિને લીધે આપણે કશું જ સાધી શકતા નથી. જેમનાથી જીવનની આ રુક્ષતા સહન થતી નથી તેઓ છેવટે ક્ષુદ્ર આનંદ પર આવી પહોંચે છે. અને તે પૈકી કોઈ સાધુતાની પદવીએ પહોંચેલા હોય તો તેથી મળનારી માન-પ્રતિષ્ઠાને લીધે અને શુદ્ધ કર્મમાર્ગના અભાવે તેઓ કર્મનો સાત્ત્વિક આનંદ મેળવી શકતા ન હોવાથી ક્ષુદ્ર આનંદમાં તૃપ્તિ માની લે છે. માનવજીવનની દૃષ્ટિએ તેમને અવનતિ અને દંભમાં જીવન કાઢવું પડે છે.

સમાજના બધા લોકો નિવૃત્તિપરાયણ નથી તોપણ નિવૃત્તિને મહત્ત્વ આપવાને લીધે સંસારમાં—કર્મમાર્ગમાં રહેનારાઓને જોકે પ્રવૃત્તિ છૂટી નથી તોયે તે શુદ્ધ રીતે ચલાવવી જોઈએ એવો ભાવ તેમનામાં રહ્યો નથી. તે પાપરૂપ હોવાની, એવી સમજણને લીધે તેને સુધારવાનો પ્રયત્ન કદી થયો નથી. ઊલટું તે આવી જ હોવાની, માટે ગમે તેટલા દોષો કરવાને હરકત નથી એવું આપણે માનતા આવ્યા હોવાથી તેમાં સ્વચ્છંદ અને સ્વૈરાચાર વધ્યા. આમ પ્રવૃત્તિ અને નિવૃત્તિના ભૂલભરેલા વિચારથી આપણું અકલ્યાણ થતું આવ્યું છે. માટે આપણે હવે યોગ્ય વિવેક કરીને સમજવું જોઈએ કે શુદ્ધ બુદ્ધિથી ચલાવેલો કર્મમાર્ગ આપણને આપણા જીવનનું ખરું ધ્યેય સાધવા માટે સમર્થ છે. આપણા બધાની ઉન્નતિને તે જ સહાયક છે. તે માર્ગને શક્ય તેટલો સરલ, સહેલો, નિર્દોષ, પવિત્ર અને શક્ય તેટલા માનવોચિત સુખ અને આનંદથી ભરેલો બના-વવો એનો આપણી પવિત્રતા, બુદ્ધિમત્તા અને યોજનાશક્તિ પર આધાર છે. માણસ પોતાની બુદ્ધિને વિશાળપણે ચલાવીને વ્યવહારનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં પોતાની સુખસંગવડનાં જુદાં જુદાં સાધનો નિર્માણ કરે છે. તે આ ક્ષેત્રમાંયે જીવનની ઉન્નતિના વિષયમાં પોતાની બુદ્ધિ ચલાવે તો તેમાંયે તેને યોગ્ય જ્ઞાન અને યોગ્ય સાધનની પ્રાપ્તિ થયા વગર રહેશે નહીં.

## ૨

# કૌટુંબિક સંબંધો દ્વારા ગુણવિકાસ

[એક તરુણ સાથે વાર્તાલાપ—ઈ. સ. ૧૯૪૭]

પ્ર૦—આપ કહો છો કે ઉન્નતિ માટે ઘર છોડીને જુદી પરિસ્થિતિમાં જઈને રહેવાની આવશ્યકતા નથી. પરંતુ મારા પોતાના અનુભવ પરથી એ સાચું લાગતું નથી. મને લાગે છે કે, ઘેર ન રહેતાં અનુકૂળ પરિસ્થિતિમાં રહું તો મારો વિકાસ થશે તથા મારામાં સદ્ગુણોની વૃદ્ધિ થશે.

ઉ૦—ઘરની કઈ બાબતો તમારા વિકાસને રોકે છે તે મારા ધ્યાનમાં આવતું નથી. તમે મને એ બતાવો કે તમે અમુક એકાદ ગુણની વૃદ્ધિ ઇચ્છો છો, પરંતુ તે કેવળ ઘરની પરિસ્થિતિને લીધે થઈ શકતી નથી.

પ્ર૦—ધારો કે મારે નિર્ભય થવું છે, તો ઘેર રહીને નિર્ભયતાનો ગુણ કેમ પ્રાપ્ત કરી શકાય?

ઉ૦—નિર્ભય થવું એટલે શું? જીવનના જે જે યોગ્ય વ્યવહારોમાં ને પ્રસંગોમાં જે જે બાજુથી તમને ભય લાગવાનો સંભવ છે તે તે બાજુએ સારા ઉપાયોથી ભયરહિત થવું, એટલો જ નિર્ભયતાનો અર્થ અને તે ગુણની વ્યાપ્તિ સમજવાનાં ને? પહાડ પરથી ઠેકડો મારતાં, આગમાં ઝંપલાવતાં અથવા ગમે તેવું ભયંકર કૃત્ય કરતાં ભય ન લાગવો જોઈએ, એવો નિર્ભયતાનો અર્થ અને વ્યાપ્તિ નથી ને?

પ્ર૦—એવો અર્થ નથી. પણ જીવનના આવશ્યક ક્ષેત્રમાં વ્યવહાર કરતાં મને સહજ રીતે નિર્ભયતા લાગે એવી મારી ઇચ્છા છે.

ઉ૦—તો તમારે વિચાર કરીને શોધી કાઢવું જોઈએ કે કયા કયા આવશ્યક ક્ષેત્રમાં તમને ભય લાગે છે અને એ તે શા માટે લાગે છે.

પ્ર૦—બહારના સાર્વજનિક પ્રસંગોમાં મને આત્મવિશ્વાસ લાગતો નથી. ઊલટું, તે વખતે એક પ્રકારનો ભય—સંકોચ લાગે છે.

ઉ૦ — ઘણાં વર્ષો પહેલાં તમે કૉલેજમાં હતા ત્યારે મેં તમને કહેલું તે યાદ આવે છે? ત્યારે મેં કહ્યું હતું કે, તમે વિદ્યાર્થીઓમાં આગેવાની લઈને એકાદું કાર્ય કરો. નાનપણથી જે વિદ્યાર્થીઓને એવી જાતનાં કામ કરવાની ટેવ પડે છે તેમનામાં તે કાર્યને લીધે સહેજે જ એક જાતનું ધૈર્ય આવે છે. તેમનો ભય જતો રહે છે. વિદ્યાર્થીઓને નાનપણથી વિદ્યાર્થીઓમાં કે મોટી ઉંમરના માણસોની મિજલસમાં બોલવાની - ભાષણ કરવાની તથા કાર્ય કરવાની ટેવ પડવાથી તેમનો સભાક્ષોભ નાનપણથી જ સહજપણે જતો રહે છે, અને બોલવાની હિંમત આવે છે. પછી ઉંમર, કાર્ય અને પ્રસંગ પ્રમાણે તેનો વિકાસ થતો જાય છે. મનુષ્યને પોતાને જ પોતાના ગુણોની ઊણપ લાગતી હોવાથી સંકોચ અને ભય લાગે છે તથા આત્મવિશ્વાસ જણાતો નથી. આપણે પ્રયત્ન કરીને ગુણ પ્રાપ્ત કરવા જોઈએ. શારીરિક બળ અને પાત્રતા ઓછી હોવાથી જે ભય લાગતો હોય તે, તે બળ અને પાત્રતા સંપાદન કરીને, આપણે દૂર કરવો જોઈએ. તે જ વાત બુદ્ધિ અને માનસિક ગુણોની બાબતમાં હોવી જોઈએ. કોઈ પણ ગુણમાં આપણે પાછળ ન રહેવું જોઈએ. તો જ ભય અને સંકોચ નાશ પામી આત્મવિશ્વાસ નિર્માણ થશે. નિર્ભયતા એ ગુણ એવો નથી કે જે એકાદ ખાસ ઉપાયથી જ આપણામાં આપોઆપ આવે. જેમ જેમ જે બાજુથી આપણી ઊણપ નાશ પામે તેમ તેમ તે બાજુથી નિર્ભય થવાય, અને તે સર્વના પરિણામરૂપે આપણામાં સામાન્યપણે નિર્ભયતા આવે અને તે વધવા માંડે. નિર્ભય થવાનો આ જ ખરો માર્ગ છે. ઘેર રહીને આ વાત સાધી શકાય એવી છે. જે પ્રસંગે આપણે ભયને ગણકારવો ન જોઈએ તેવો પ્રસંગ પ્રત્યક્ષ આવે, ત્યારે તેને નિર્ભયતા કેળવવાની તક તરીકે આપણે ઓળખતા નથી. ઘેર રહીનેયે શક્તિ પ્રમાણે સાર્વજનિક કામમાં પડીને, તેને લાયક થવાનો પ્રયત્ન કરતા રહી આપણે તે પ્રકારની હિંમત કેળવી શકીએ. તે માટે ઘર છોડવાની કાંઈ જ જરૂર જણાતી નથી. ઘરમાંયે સદ્‌ગુણી થવાનો પ્રયત્ન ન કરતાં જો આપણે એવું વર્તન રાખીએ કે કુટુંબીજનો માટેયે કોઈ પણ પ્રકારનાં ત્રાસ-અડચણ

વેઠવાં ન પડે, ઘરમાંયે કોઈને માટે આપણને અગવડ ભોગવવી ન પડે, તો ઘર છોડીને બહાર જઈનેયે આપણે શું સાધવાના? ત્યાંયે આપણે ઘરમાં કેળવેલી ટેવો અને સ્વભાવ વધારીશું અને દૃઢ કરીશું. ઘરમાંની આપણી સ્વાર્થસાધુ સ્વસુખલક્ષી વૃત્તિ બહાર પણ તેવી જ રહેશે. સ્થાન બદલવાથી મનુષ્યની વૃત્તિમાં કે સ્વભાવમાં ફરક પડતો નથી. ઘર છોડીને બહાર જવાથી લોકો વચ્ચે આપણે જઈએ ત્યારે તેમને અને આપણને નવીનતાને લીધે કેટલોક સમય કદાચિત્ કંઈક સારું લાગે. કેટલાક વખત સુધી આપણે આપણી સ્વાર્થવૃત્તિ કદાચ કોઈને ન બતાવીએ એમ બને. સ્થાનફેર અથવા નવીનતાના કાંઈક આનંદને લીધે, તે વખતે આપણી વૃત્તિમાં થોડુંક પ્રેમાળપણું અને ઉદારતા આવેલીયે કદાચિત્ ભાસે. પરંતુ તે ભાસ વધુ વખત ટકશે નહીં. બદલાયેલી પરિસ્થિતિમાં જેમ જેમ સ્થિરતા આવશે, નવીનતા જેમ જેમ ઓસરતી જશે, તેમ તેમ આપણે ફરીને પોતાના પૂર્વ સ્વભાવ પર આવીશું અને ઘરમાં જે કૃપણ વૃત્તિથી વર્તતા હતા તે દેખાયા વગર રહેશે નહીં. મુખ્ય વાત એ છે કે, જ્યાં સુધી આપણે સુખભોગી. અને સ્વાર્થી છીએ, જ્યાં સુધી ઉન્નતિ અને ગુણોના ઉપાસક આપણે થયા નથી, ત્યાં સુધી, ઘેર રહ્યા હોઈએ કે બહાર હોઈએ, કશોયે ફરક પડતો નથી. મરાઠીમાં એક જૂની કહેવત છે કે, 'કોંકણથી નીકળી દેશમાં ગયા, તો ત્યાંયે ખાખરાનાં પાન ત્રણ જ,' એમાં આ જ અર્થ છે.

સાચે જ તમારી ગુણોની ઉપાસના હોય, સાચે જ તમારામાં ગુણો હશે, તો તે ઘરમાંયે જણાઈ આવશે અને ત્યાંયે વૃદ્ધિ પામશે જ. જેમ જેમ તે વધશે તેમ તેમ તમારા ગુણોનો પ્રભાવ ઘર બહારના ક્ષેત્રમાં પણ આપોઆપ પડવા માંડશે. બાગનાં ફૂલોની સુગંધ બાગમાં અને બહાર પણ પસરેલી હોય છે. પરંતુ ફૂલોની સુગંધ તે જગામાં ન પસરી શકે છતાં બહાર ફેલાઈ શકે એમ કોઈ કહે કે કલ્પે, તો તેમાં કેટલો અર્થ સમજવો? તમારા સદ્ગુણોની ઘરમાં જરૂર ન હોવાથી ત્યાં તેનો ઉ[illegible] કરવાનો પ્રસંગ ન આવતો હોય અથવા ત્યાં તેના વિકાસ માટે

ન હોય, એવી સ્થિતિ હોવાનો સંભવ છે. પરંતુ તમારા જે ગુણોની ઘરમાં જરૂર છે તે ઘરમાં પ્રકટ ન થતાં બહાર જ પ્રગટ થશે, એમ સમજવું એ ભૂલ છે. એટલે ઘરમાં જે જે પ્રસંગોમાં જે જે ગુણોની જરૂર હોય તે તે પ્રસંગે તમારા તે તે ગુણોનું દર્શન થવું જોઈએ, તે પ્રસંગે જોઈતો ગુણ પોતામાં કેળવવાનો તમારે પ્રયત્ન કરવો જોઈએ.

પ્ર૦ — મને લાગે છે કે ઘરમાં ગુણો વધવાના પ્રસંગો જ ઓછા આવે છે.

ઉ૦ — એમ કેમ કહો છો? ઘર કહો કે બહારની સંસ્થા કહો, જે જે ઠેકાણે મનુષ્યો સમૂહમાં રહે છે ત્યાં એકબીજાનો સહકાર, એકબીજાને પરસ્પર મદદ, એકબીજાનાં સુખદુઃખ વિષે સહાનુભૂતિ, એ બધી બાબતોની જરૂર છે જ. તે સિવાય મનુષ્ય સમૂહમાં રહી શકે જ નહીં; અને આ બધું મનુષ્યમાં હોય એટલે જ તેનામાં પ્રેમ, પ્રામાણિકતા, વિશ્વાસ, ઉદારતા, બીજા માટે કષ્ટ વેઠવાની વૃત્તિ, ક્ષમા, નિષ્કપટતા, નિરલસતા, એકબીજા વચ્ચે નિર્ભયતા, નિઃસંકોચ, સત્યનિષ્ઠા વગેરે સદ્ગુણો હોવા જોઈએ. થોડા પણ સદ્ગુણો ન હોય તો સમૂહ બની શકે નહીં, અને કદાચ બન્યો હોય તો તે ટકી શકે નહીં. પછી તે સમૂહ ઘરનો હોય કે ઘર બહારનો હોય. ઘર છોડી સંન્યાસી જ થવું હોય તો જુદી વાત; કારણ કે, તેને તો એકાકી રહેવાનું છે. પણ જો તે સમાજમાં રહેતો હોય તો મનુષ્યને મનુષ્ય સાથેના વ્યવહારનો – વર્તનનો પ્રસંગ આવે કે ગુણોનો પ્રશ્ન આવે જ. હવે તમે જ વિચાર કરીને કહો કે, ઘરમાં ગુણોના વિકાસને અવકાશ – પ્રસંગ છે કે નહીં? માણસો સાથે જ નહીં પણ બીજાં પ્રાણીઓ સાથે આવનારા સંબંધમાંયે માણસ પોતાનો ગુણવિકાસ સાધી શકે છે અને તે પરથી પોતાની ઉન્નતિનું માપ કાઢી શકે છે. તો પછી ઘરમાં જ્યાં પોતાનાં માબાપ ભાઈબહેન વગેરે જન્મથી જ પ્રેમસંબંધવાળાં માણસો છે અને જે આપણા કર્તવ્ય-ધર્મનું પહેલું ક્ષેત્ર છે, ત્યાં આપણા સદ્ગુણ જણાઈ આવવાના કે તે વધવા માટેના પ્રસંગો ઓછા છે શું? પણ આપણી સમજણમાં, વિવેકમાં અને દૃષ્ટિમાં દોષ હોય, આપણું

ચિત્ત સદૈવ જાગ્રત ન હોય, તો એમ બને ખરું કે ગુણદક્ષતાના, ગુણ-જાગૃતિના કે ગુણવિકાસના યોગ્ય પ્રસંગો આપણી સામે આવીને જતા રહે તોયે તે આપણે ઓળખી શકીએ નહીં. જે વિવેકી અને સાવધ છે તેને ઘરમાં આવા પ્રસંગો રોજ મળતા હોય છે.

પ્ર૦ — સદ્ગુણવિકાસ તરફ મારું લક્ષ પહેલાં નહોતું. પણ જેમ જેમ આપનું કહેવું સમજતો ગયો તેમ તેમ સદ્ગુણવિકાસ પર મારી શ્રદ્ધા બેસવા લાગી; અને આપણે સદ્ગુણ પ્રાપ્ત કરવા જોઈએ એમ સમજ્યો તથા સદ્ગુણી થવાનો મેં આદર્શ ધારણ કર્યો.

ઉ૦ — ઘણી સારી વાત. પરંતુ તમે જે આદર્શ ધારણ કર્યાનું કહો છો તે તમારો ખરેખર આદર્શ છે કે તે કેવળ અભિલાષા છે, તેની તપાસ તમારે કરવી જોઈએ. તે ખરેખર જ તમારો આદર્શ હોય તો તમે અત્યાર સુધીમાં તે આદર્શમાંથી કાંઈક પણ પ્રાપ્ત કર્યું હોવું જોઈએ. જે વસ્તુની અંતઃકરણપૂર્વક માણસ ઇચ્છા કરે છે તે પ્રાપ્ત કરવા માટે તેનો સદૈવ પ્રયત્ન ચાલુ હોય છે. પોતાની સર્વ શક્તિ વડે તે એ પ્રયત્નમાં હોય છે. તે સાથે જ પોતાની કર્તૃત્વશક્તિ પણ તે વધારે છે. અનુકૂળ સંયોગને અધિક અનુકૂળ બનાવવાની અને પ્રતિકૂળ સંયોગનેયે અનુકૂળ કરી લેવાની તે હંમેશાં તજવીજ કરતો રહે છે. અને આ બધા પરથી જ તે વિષેની તેની ઇચ્છા કેટલી પ્રબળ છે તે સમજાય છે. જેને ધનવાન થવાની મહત્ત્વાકાંક્ષા છે, તે ધન કમાવાનો કે સંઘરવાનો કોઈ પણ પ્રસંગ ક્યારેય નકામો જવા દેતો નથી, અને તે પરથી ધનવાન થવાનો તેનો આદર્શ છે એ સહેજે સિદ્ધ થાય છે. પરંતુ ધનની પ્રાપ્તિની જેને કેવળ ઇચ્છા જ હોય પણ તે વિષેનો તેનો કશો પ્રયત્ન ન હોય, સાદી કરકસર પણ જે જાણતો ન હોય, તેનો આદર્શ ધનવાન થવાનો છે એમ કહેવાય કે? ધન મળે તો સારું એમ જેને લાગતું હોય, પણ તે માટે જેનો પ્રયત્ન ન હોય, તેને ધનની અભિલાષા છે એટલું જ કહેવાય. તે પ્રમાણે સદ્ગુણી થવાય તો સારું એમ જેને લાગતું હોય, પણ તે વિષેનો તેનો જરાયે પ્રયત્ન ન હોય, તો તેને સદ્ગુણી થવાની

અભિલાષા છે એટલું જ બહુ તો કહી શકાય. આદર્શ અને અભિલાષા વચ્ચે આવો ફરક છે. ધન, વિદ્યા, કીર્તિ, સજ્જનતા વગેરે બાબતો સારી મનાયેલી છે, તેથી તે વિષે દરેક જણ અભિલાષા રાખે એ સ્વાભાવિક છે. પરંતુ એ પૈકી એકાદી વસ્તુ પ્રાપ્ત કરવાનું જે પોતાના જીવનનું ધ્યેય કે આદર્શ માને છે, તેને તે માટે હંમેશાં પ્રયત્નશીલ રહેવા સિવાય છૂટકો નથી. તમે આવી કઈ બાબતમાં પ્રયત્નશીલ છો તે તમે કહી શકશો કે? ઘરની કોઈ ખાસ અડચણોના પ્રસંગે તમે પોતે રાજીખુશીથી સહન કરીને બીજાની થોડીયે મુસીબતો ઓછી કર્યાનું તમને યાદ આવે છે કે? શુભ હેતુથી ઘરમાં બીજા માટે સહન કર્યા સિવાય એકબીજા વચ્ચે પ્રેમ, વિશ્વાસ, આદર ઉત્પન્ન થતાં નથી, વધતાં પણ નથી.

આપણા દરરોજના જીવનમાં ગુણવૃદ્ધિના નાના મોટા પ્રસંગો હમેશાં ચાલુ હોય છે છતાં તે આપણે ઓળખી શકતા નથી, અને ગુણો માટે ક્યાંક બીજે જવું જોઈએ એવી સમજણ આપણે કરી લઈએ છીએ. કેટલાક ગુણોના વિકાસ માટે વિશાળ ક્ષેત્રની જરૂર છે. પરંતુ ઘરમાં વિકાસ સાધીને જ આગળ વિશાળ ક્ષેત્રમાં જવાનું હોય છે.

એટલી વાત ખરી છે કે ઘરમાં આપણે એકબીજા માટે પ્રેમથી જે સહન કરીએ છીએ, અડચણો વેઠીએ છીએ, ત્યાગ કરીએ છીએ તથા એકબીજાને નભાવી લેવાની ઉદારતા અને ક્ષમાવૃત્તિ બતાવીએ છીએ, તેનાથી બહારના કાર્ય જેટલી પ્રસિદ્ધિ થતી નથી. તેથી, ઘરની વાતોમાં આપણને ભવ્યતા લાગતી નથી. પરંતુ સાર્વજનિક ક્ષેત્રમાં અથવા ઘરની બહારના કોઈ પણ ક્ષેત્રમાં કેટલીય વાતો કેવળ કીર્તિ, પ્રતિષ્ઠા, ભવ્યતા કે કાંઈ પ્રલોભનને લીધે જ થતી હોય છે, એ હકીકત આપણા ધ્યાનમાં આવતી નથી. બહારના ક્ષેત્રમાં નૈતિક ગુણોનો અંશ ઓછો હોય તોયે કીર્તિ–પ્રતિષ્ઠાનો અંશ ભરપૂર હોવાથી સામાન્ય માણસો તેવા કાર્ય તરફ સહજ રીતે આકર્ષાય છે. પરંતુ જેણે જીવનની શુદ્ધિ અને સિદ્ધિ સાધવી હોય, સદ્ગુણનો વિકાસ કરીને જીવન સાર્થક કરી લેવું હોય, તેણે ઘર કે બહાર દરેક ઠેકાણે ચિત્તની શુદ્ધિ અને

। જ મહત્ત્વ આપવું જોઈએ. આ સિવાય બીજા
માં ન પડવાની સાવધાનતા તેણે રાખવી જોઈએ.

એમ ન સમજવું કે, ઘર છોડવાની ક્યારેય જરૂર નથી
ાપણને જોઈતાં જ્ઞાન, વિદ્યા, કલા વગેરેની પ્રાપ્તિ
ાપણને ક્યારેક ઘર છોડીને વિશિષ્ટ સ્થાને જવું પડે. તે જ
પ્રમાણે ચિત્તનો અભ્યાસ કરવા માટે આપણને ઘર છોડીને બહાર જવું
પડે એવો સંભવ છે. પરંતુ બહાર જઈને પણ આપણે ત્યાંની પરિસ્થિતિ-
નો પૂરો લાભ ત્યારે જ ઉઠાવી શકીએ જ્યારે ઘરની પરિસ્થિતિનો
વિકાસ અને ઉન્નતિ માટે આપણે પૂરેપૂરો ઉપયોગ કરી લીધેલો હોય.
પોતાના કોઈ દોષોને લીધે આપણે ઘરમાં પોતાનો વિકાસ કરી શકતા
ન હોઈએ, સદ્‌ગુણો પ્રાપ્ત કરી શકતા ન હોઈએ કે દોષો કાઢી શકતા
ન હોઈએ તો તેવી સ્થિતિમાં પોતાને નિર્દોષ માનીને કેવળ ઘરની
પરિસ્થિતિનો વાંક કાઢી તે પ્રતિકૂળ છે એમ માની આપણે ઘર છોડીને
જઈએ તો ઉન્નતિની દૃષ્ટિએ આપણને તેનો કશો ઉપયોગ થશે એમ
મને લાગતું નથી. બહાર ગયા પછી પણ પોતાના દોષો કાઢ્યા વગર
ઉન્નતિ થવી શક્ય નથી. તેથી આપણે ગમે ત્યાં રહીએ કે જઈએ તોયે
કેવળ તેને મહત્ત્વ ન આપતાં આપણે ક્યાં શુદ્ધ થઈ શકીએ છીએ,
શુદ્ધ રહી શકીએ છીએ, સદ્‌ગુણોનું અનુશીલન કરી શકીએ છીએ એ જ
મહત્ત્વનું છે. અનુકૂળ પરિસ્થિતિમાં કેટલાક ગુણોનો વિકાસ જલદી થાય
છે એ ખરું છે. તોપણ ગુણવિકાસ માટે કેવળ આપણી આજની
પરિસ્થિતિ અડચણરૂપ થાય છે કે આપણી શિથિલતા, ઉન્નતિ વિષેની
આસ્થા ને પ્રયત્ન વિષે ઉદાસીનતા જેવા આપણા જ કોઈ દોષો અડચણરૂપ
થાય છે, એ આપણે શોધીને જોવું જોઈએ. અને આપણા કોઈ દોષો ન
હોય અને કેવળ પરિસ્થિતિ જ પ્રતિબંધક છે એવી ખાતરી થાય તો
જ ઘર છોડીને યોગ્ય જગાએ જઈએ તો કશી હરકત નથી. પણ તેવી
ખાતરી થયા પહેલાં જ કેવળ સ્થળાંતર કરવાથી લાભ થશે એમ નક્કી
ન કહી શકાય. તેથી આ વિષે ઘણા વિવેકથી નિર્ણય કરવો યોગ્ય થશે.

## ૩

# લગ્નનો હેતુ

તમે લગ્ન વિષે વિચારો પૂછ્યા છે. લગ્નનો પ્રશ્ન કેવળ વ્યક્તિનો નથી. વ્યક્તિ અને સમાજ બંનેના હિત અને કલ્યાણની દૃષ્ટિએ તેનો વિચાર થવો જોઈએ. સ્નેહલગ્ન હોય કે પુરાણી પદ્ધતિ હોય જેમાં વ્યક્તિ અને સમાજના હિતનો વિચાર ન હોય તે પદ્ધતિ સદોષ સમજવી જોઈએ. ભોગની ઇચ્છા સિવાય લગ્ન થઈ શકતું નથી. તોપણ જે ભોગમાં વ્યક્તિ અને સમાજનાં સ્વાસ્થ્ય, બળ, શારીરિક બૌદ્ધિક માનસિક ઉન્નતિ, સ્ફૂર્તિ, મનુષ્યજાતિનું ચિરંતનપણું, તેજસ્વિતા, પરસ્પર ઐક્ય, પ્રસન્નતા આદિ બાબતોનો વિચાર કરવામાં આવે છે તેને સદોષ ન માનવો ઘટે. વિચારહીન લગ્નપદ્ધતિ પછી તે નવી હોય કે જૂની સદોષ જ છે.

કેવળ ભોગથી માણસ સુખી થઈ શકતો નથી. તેની કે મનુષ્યજાતિની ઉન્નતિ પણ ભોગથી નથી થઈ શકતી. પશુપક્ષીઓમાં પણ કોઈ પણ પ્રાણી કેવળ ભોગાસક્ત નહીં મળે. મનુષ્યત્વનો વિકાસ ભોગમાં નહીં પણ સંયમમાં જ છે. સંયમથી જ મનુષ્યતા સાધ્ય થઈ શકે છે.

જૂની લગ્નપદ્ધતિથી આજ સુધીમાં ઘણા અનર્થો થયા છે અને આજે જે સ્નેહલગ્નની પ્રથા પડી રહી છે તેમાંયે કંઈ કલ્યાણ જેવું જણાતું નથી. તેમાં ઉચ્છૃંખલતા અને ચંચલતા જ જણાઈ આવે છે. કોઈ પણ ઉદાત્ત ગુણ માલૂમ પડતો નથી. ભોગમાં પણ છેવટે સંયમ જ સાધવાનો વિચાર જે પદ્ધતિમાં નથી તે, વ્યક્તિ કે મનુષ્યજાતિ માટે લાભદાયી થઈ શકતી નથી. કોઈ પણ જાતની કેવળ પદ્ધતિ કલ્યાણકારી નથી. જેમાં કલ્યાણનો વિચાર હોય તે જ લગ્ન યોગ્ય છે.

આકર્ષણને સ્નેહ માનવો અને આ જાતના સ્નેહમાં કલ્યાણ માનવું એ ઘણી મોટી ભૂલ છે. જૂની લગ્નપદ્ધતિમાં સુધારો થવો જરૂરી છે.

## ૪

# ગૃહસ્થાશ્રમનું મહત્ત્વ અને ઈશ્વરનિષ્ઠા

[સંવાદરૂપે ચર્ચા]

પ્ર૦ — આપ મને ઈશ્વર વિષે કાંઈ જ્ઞાન આપશો?

ઉ૦ — આ વિષે કાંઈ વાત કરતાં પહેલાં તે જ્ઞાન તમે શા માટે ઇચ્છો છો એ મને સમજાય તો સારું એમ મને લાગે છે.

પ્ર૦ — આપણામાં દેવપૂજા કુળપરંપરાથી ચાલી આવી છે. નાનપણથી તે આપણે કરતા આવ્યા છીએ. તેના સંસ્કારને લીધે ઈશ્વર વિષેના જ્ઞાનની જિજ્ઞાસા રહે છે. તે જ પ્રમાણે ગ્રંથોમાંયે ઈશ્વરના જ્ઞાનનો મહિમા કહેલો છે. સાધુસંતો પણ તેમ જ કહે છે. આ બધા પરથી ઈશ્વરનું જ્ઞાન થાય તો સારું એમ લાગે છે.

ઉ૦ — પણ આ સંસ્કાર, આ વાચન, ઉપદેશ વગેરેને છોડી દઈને ઈશ્વર વિષે વિચાર કરીએ તો, જીવનમાં જરૂરી એવા બીજા જ્ઞાન સિવાય જેમ આપણું અટકે છે, તેમ ઈશ્વરનું જ્ઞાન ન હોય તો કાંઈ અટકે છે એમ લાગે છે શું?

પ્ર૦ — રોજના વ્યાવહારિક જ્ઞાન પ્રમાણે તે જ્ઞાનની જીવનમાં જરૂર લાગતી નથી, તોપણ તેને જાણવાથી માણસને પરમ શાંતિ પ્રાપ્ત થાય છે એમ શાસ્ત્રો કહે છે.

ઉ૦ — અશાંતિનો સંપૂર્ણ અભાવ એ જ જો પરમ શાંતિનો અર્થ હોય તો તમને જીવનમાં જણાતી અશાંતિનો ઈશ્વર વિષેના અજ્ઞાન સાથે કાંઈ સંબંધ છે કે કેમ એ આપણે પહેલાં જોવું જોઈએ. તે અશાંતિ પર ઈશ્વર વિષેના જ્ઞાન સિવાય બીજો ઉપાય જ નથી એમ સ્પષ્ટપણે આપણને સમજાય તો તેના જ્ઞાનનો વિચાર કરીએ.

પ્ર૦ — અમુક અશાંતિના પ્રસંગે ઈશ્વર વિષેનું અજ્ઞાન કારણ છે એમ કહેવાય નહીં, તોપણ માણસને જીવનમાં દુઃખના પ્રસંગો વારેવારે

આવ્યા જ કરે છે. તે પૈકી કેટલાંક દુઃખોને ટાળવાનું આપણી શક્તિની બહાર હોય છે. તે વખતે ઈશ્વર પરની શ્રદ્ધાને લીધે દુઃખમાંયે કાંઈક ધીરજ રહી શકે છે અને દુઃખ અસહ્ય લાગતું નથી. વળી જન્મમરણમાંથી મુક્તિનોયે પ્રશ્ન છે અને ઈશ્વરના જ્ઞાન સિવાય જન્મમરણ ટળતાં નથી એમ ગ્રંથોમાં કહેલું છે.

ઉ૦ — આ ઉપરથી ઈશ્વરજ્ઞાન એ તમારો હેતુ ન હોઈ દુઃખનિવારણ અને જન્મમરણમાંથી મુક્તિ એ હેતુ છે. ઈશ્વરજ્ઞાન એ તમારું સાધ્ય નથી પણ સાધન છે. મને લાગે છે કે, દુઃખને વખતે વિવેક, ધૈર્ય, સહિષ્ણુતા એ ગુણો જો મનુષ્યમાં પૂરતા હોય તો ઘણાં દુઃખો તેને સૌમ્ય લાગશે. ગુણોના અનુશીલનથી ગુણ વધ્યે જાય છે. એ ગુણો સાથે જ દૃઢ ઈશ્વરનિષ્ઠા તેનામાં હોય તો તે જ ગુણો અધિક પ્રભાવશાલી થઈ શકે છે. નિષ્ઠાથી આપણા સદ્‌ગુણોનું બળ વધતું જાય છે. નિષ્ઠાવાન મનુષ્ય કદી નિરાશ થતો નથી. માટે જીવનમાં ઈશ્વરજ્ઞાનના કરતાં ઈશ્વરનિષ્ઠાની આવશ્યકતા વધારે છે.

ચાલુ જીવનનાં દુઃખો ટળે, ક્રમમાં ક્રમે તે સહ્ય તો થાય અને દુઃખમાંથી કાયમની મુક્તિ થવા માટે જન્મમરણ ટળી જાય એવી ઇચ્છા પોતાના પ્રયત્નથી પાર પાડી શકાશે એવું મનુષ્યને લાગતું ન હોવાથી તે ઈશ્વરની મદદની અપેક્ષા રાખે છે અને તે માટે જ તેના જ્ઞાનની પણ ઇચ્છા કરે છે. આપણે પહેલાં જન્મમરણના દુઃખનો અને તેમાંથી મુક્તિનો વિચાર કરીએ. પછી ચાલુ જીવનનાં દુઃખો પર બીજો કોઈ ઉપાય શોધી શકાય તો જોઈએ.

મુક્તિ એ ખરેખર જ માણસને પ્રાપ્ત થનારી અવસ્થા છે કે તે પણ અનેક ભ્રમો જેવો એક ભ્રમ છે એ પ્રશ્ન હમણાં બાજુએ રાખીને તે ખરેખર પ્રાપ્ત થનારી અવસ્થા છે એમ માનીએ તોયે તે માટે ઈશ્વરપ્રાપ્તિની કે તેના જ્ઞાનની આવશ્યકતા છે એવું ઠરતું નથી. આપણે મુક્તિની ઇચ્છા પણ શું કામ કરીએ છીએ? જન્મનાં દુઃખ, જીવનનાં દુઃખ અને મૃત્યુનું દુઃખ વગેરે દુઃખોની કલ્પનાને લીધે આપણે ભયભીત

છીએ તેથી જ ને? તે વિષે પણ આપણને ખરેખર કેટલું દુઃખ છે, જે છે તેમાંથી પોતાના પ્રયત્નથી કેટલું નાશ થવું શક્ય છે વગેરે બાબતનો આપણે ભાગ્યે જ વિચાર કરેલો હોય છે. જન્મના તે પ્રસંગના દુઃખની આપણને અત્યારે સ્મૃતિ નથી, એટલુ જ નહીં પણ તેની આપણને કલ્પનાયે આવી શકતી નથી. કેટલાક ગ્રંથોમાં ગર્ભવાસનાં દુઃખોનાં ભયંકર વર્ણનો આપેલાં છે. તે વાંચીને આપણે નિષ્કારણ દુઃખી થતા હોઈએ, તો તે દુઃખ આપણે છોડી દેવું જોઈએ. તેમાં વર્ણવેલાં દુઃખોના સોમા ભાગનું દુઃખ પણ જો ગર્ભવાસમાં ખરેખર ભોગવવું પડતું હોત, તો તે દુઃખમાંથી બચીને કોઈ પણ પ્રાણીનો જન્મ થઈ શકત નહીં, કારણ કે તેવી દુઃખી સ્થિતિમાં ગર્ભની વૃદ્ધિ થવી જ જરાયે શક્ય નથી. ત્યારે તે સ્થિતિનાં દુઃખનાં વર્ણનોને સત્ય ન સમજવાં એ જ ખરેખરું સત્યને અનુરૂપ છે.

હવે મરણ વિષે વિચાર કરીએ. આજે આપણને મરણનું પ્રત્યક્ષ દુઃખ જણાતું નથી, પણ તેની કલ્પનાથી આપણને ભય લાગે છે. જેના પર આપણને પ્રેમ છે અને જેને વિષે આપણને ચિંતા થાય છે તે આપણો પરિવાર, અને મમત્વથી જેની સાથે આપણે એકરૂપ છીએ તે આપણું શરીર, એ બધાંને મરણ પ્રસંગે આપણે છોડીને જવું પડશે, અને તે સમયે મૃત્યુની ભયંકર યાતના ભોગવવી પડશે વગેરે અનેક કલ્પનાઓને લીધે આપણને ભય લાગે છે. પણ માણસ વિચાર કરે, પ્રાણીમાત્રની, મનુષ્યમાત્રની, ચરાચર સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો ક્રમ તે જુએ, અને તે પરથી આ સૃષ્ટિની દરેક સજીવ-નિર્જીવ વસ્તુનો કાળક્રમે નાશ થાય એ અનિવાર્ય જ છે એ વાત તે લક્ષમાં લે, તો આ બધામાંથી પોતાને ઉપયોગી એવો બોધ તે ગ્રહણ કરી શકશે. સૃષ્ટિના જે નિયમને લીધે, ધર્મને લીધે જન્મ થયેલો છે, તે જ નિયમને લીધે આગળ ઉપર મૃત્યુ થવાનું છે. આપણા મમત્વને પોષનારો સૃષ્ટિનિયમનો ભાગ આપણને પ્રિય લાગે છે, અને પછીનો ભાગ દુઃખરૂપ લાગે છે. પરંતુ સૃષ્ટિનો નિયમ, તેનો ક્રમ વ્યક્તિનાં સુખદુઃખ માટે અટકતો કે બદલાતો નથી. તે તેવો

જ અવ્યાહત ચાલુ રહેવાનો. પણ આ બધા પરથી વિવેક કરીને જો આપણે પોતાના મનને સ્થિર અને દૃઢ કરીએ, તો મૃત્યુ વિષેનાં ભય અને ચિંતા કેટલેક અંશે આપણે ઓછાં કરી શકીએ નહીં કે? પરિવાર વિષે લાગતી ચિંતા યોગ્ય ઉપાયોથી ઓછાવત્તા પ્રમાણમાં દૂર કરી શકાય નહીં કે? કર્તવ્ય વિષે પૂર્ણ વિચાર કરીને શક્તિ પ્રમાણે તે પાર પાડવાનો સતત પ્રયત્ન કરતા રહેવા ઉપરાંત વિશેષ મનુષ્યના હાથમાં કશું નથી, એ જાણીને મનુષ્ય તદનુસાર વર્તન રાખે અને બાકીની ચિંતા છોડી દેવાનું તે શીખે, તો અજ્ઞાન અને મોહથી પોતા વિષે કે પરિવાર વિષે જણાતાં ભય અને ચિંતા ઓછાં થાય નહીં કે? મરણ પછી આગળ શું થાય છે તે કોઈ જ જાણતું નથી. પરંતુ હમણાં કહ્યું તે પ્રમાણે, ચાલુ જીવનમાં જ માણસ વિવેકથી વર્તે તો તે કેટલાંયે દુઃખો અને ભયમાંથી મુક્ત થશે. આપણે મુક્તિ મરણ પછી મેળવવાની નથી, પણ તે ચાલુ જીવનમાં જ મેળવવાની છે. જન્મ-મરણમાંથી મુક્તિ મળી શકે છે કે નહીં તેની ખબર નથી. પણ માણસ યોગ્ય રીતે પ્રયત્ન કરે તો ઘણાં દુઃખમાંથી મુક્ત થઈ શકે એમાં શંકા નથી. તે માટે પોતાનાં અજ્ઞાન, મોહ, આશાતૃષ્ણા, વિષયલોલુપતા, દૌર્બલ્ય વગેરે જે જે બાબતો આપણાં દુઃખનું કારણ છે, તે તેણે દૂર કરવી જોઈએ. તેને દૂર ન કરતાં જો આપણે પોતાની ઇચ્છા, વાસના, આશાતૃષ્ણા વધારતા રહીએ, તો ઈશ્વરનું જ્ઞાન થાય તોયે આપણે મુક્ત કેવી રીતે થઈ શકીશું? તેથી માણસે હંમેશાં પોતાનું અંતર તપાસતા રહેવું જોઈએ. આપણી રોજની જીવનપદ્ધતિને લીધે આપણો મોહ ઓછો થાય છે કે વધે છે? સ્ત્રી, પુત્ર, ઘર, પરિવાર વિષે આપણી કર્તવ્યનિષ્ઠા વધે છે કે મમત્વ વધે છે? દરરોજ આપણે પોતાના શરીરનું પાલન-પોષણ કરીએ છીએ તેમાં બીજાની સેવા માટે લાયક અને તત્પર રહેવાનો કોઈ ઉદાત્ત હેતુ છે કે પોતાની દેહ વિષેની અભિલાષામાત્ર છે? એનું નિરીક્ષણ તેણે કરવું જોઈએ. જન્મમરણમાંથી કહો કે દુઃખોમાંથી કહો, ખરેખર જેને મુક્તિની ઇચ્છા હોય, તેણે દુઃખ વધારનારી વાતોનો ત્યાગ

કરવો જ જોઈએ. માણસ એક બાજુથી મોહ વધારતો રહે અને તે સાથે જ મુક્તિનીયે ઇચ્છા કરતો રહે તો ખરેખર જ તે મુક્તિની ઇચ્છા કરે છે એમ કહી શકાય કે? જે શક્તિ તેને મળેલી છે તેનો તે કેવો ઉપયોગ કરે છે, રોજનું જીવન તે કેવી રીતે ગાળે છે, તે પરથી તેની ખરી ઇચ્છા શી છે તે સમજાય છે. આપણે નીરોગી થવું હોય તો પથ્ય પાળવું જોઈએ ને? રોગ ન જોઈતો હોય તો તે પ્રમાણે આહારવિહાર રાખવા જોઈએ. તે જ પ્રમાણે દુઃખ ન જોઈતું હોય તો તૃષ્ણા, વાસના ઓછી ન કરવી જોઈએ કે? હવે તમે પોતાની બાબતમાં વિચાર કરી જુઓ. તમને મુક્તિની ઇચ્છા છે તો તે માટે કોઈ તમને વાસનાનો ત્યાગ કરવા, સંયમ પાળવા સૂચવે તો તે તમે માન્ય કરશો કે નહીં?

પ્ર૦ — પણ અમે તો ગૃહસ્થ છીએ. તમે કહો છો તે પ્રમાણે સંસારમાં વર્તીએ તો અમારું કેમ ચાલે?

ઉ૦ — તમે ગૃહસ્થ છો તો એ ગૃહસ્થજીવન મનુષ્યની ઉન્નતિને બાધક કે પ્રતિકૂળ છે એમ સમજવાનું કારણ નથી. તમે પોતાને કેવળ સંસારી ન સમજતાં ખરેખર ગૃહસ્થાશ્રમી સમજશો, તો તે ભાવનામાંથી તમને તમારી ઉન્નતિનો માર્ગ મળશે, એટલું જ નહીં પણ ઉન્નતિનો સરળ માર્ગ ગૃહસ્થાશ્રમમાંથી જ છે એમ તમને અનુભવથી જણાશે. બીજા આશ્રમો પ્રમાણે ગૃહસ્થાશ્રમ પણ આજે ભ્રષ્ટ થયેલો છે, એટલે ગૃહસ્થજીવનમાં મનુષ્યની ઉન્નતિ થઈ શકતી નથી એ વાત ખરી છે. ગૃહસ્થ એટલે કામી, ક્રોધી, લોભી, લંપટ, મત્સરગ્રસ્ત; બીજાનું સુખ સહન ન કરનારો; સદૈવ સ્વાર્થ સાધનારો; કેવળ પોતાના સુખ માટે બીજા સાથે સંબંધ રાખનારો; જેનો પ્રેમ મતલબી, જેની ભક્તિ મતલબી, જેની બહારથી દેખાનારી ઉદારતાયે મતલબી; પોતાની સ્તુતિ અને બીજાની નિંદા કરવામાં જે નિપુણ; પોતાની સ્ત્રી, પોતાની પ્રજા અને પોતે એ સિવાય બાહ્ય જગતનાં સુખદુઃખ વિષે જે બેફિકર; જેના હૃદયમાં માતાપિતા પ્રત્યે ભક્તિ, ભાઈબહેન પ્રત્યે પ્રેમ તથા મિત્ર પ્રત્યે સ્નેહ નથી; તેમને વિષે કર્તવ્યનો વિચાર જેના મનમાં આવતો નથી — પછી

રાષ્ટ્રપ્રેમ તથા માનવપ્રેમની શ્રેષ્ઠ ભાવનાનો તેના હૃદયને સ્પર્શ પણ ક્યાંથી થાય?—જેને કોઈ પણ બાજુથી તપાસીએ તોયે જેનામાં ઉદાત્તતા જેવું મળશે નહીં; ઈશ્વરભક્તિમાંયે જેને સ્વાર્થ સિવાય કોઈ હેતુ નથી; અને આ બધાં કારણોથી જે પોતાની અને કુટુંબ વિષેની જંજાળોને લીધે, આધિ-વ્યાધિને લીધે, જુદી જુદી આપત્તિને લીધે સદૈવ અસ્વસ્થ અને ચિંતાગ્રસ્ત રહે છે; તથા મન અને વિદ્યાવૈભવ પ્રાપ્ત થયેલાં હોય તોપણ જેને શાંતિ અને પ્રસન્નતા મળતી નથી; આવા પ્રકારની આજના ગૃહસ્થની સ્થિતિ છે. આવા ગૃહસ્થજીવનમાં માનવી ઉન્નતિ માટે અવકાશ નથી. પરંતુ કોઈ પણ ધર્મમાં આવી ગૃહસ્થની વ્યાખ્યા કહેલી છે કે? આપણા ધર્મની પૂર્વકાળની પંચમહાયજ્ઞની યોજના કેટલી ઉદાત્ત છે? પશુપક્ષી જીવજંતુ સુધ્ધાં—આપણા સંબંધમાં આવનારાં સર્વેનાં ઋણો દરરોજ પૂરાં કરીને ગૃહસ્થ અને ગૃહિણીએ ભોજન કરવું, એવી ધર્મની ચાલતી આવેલી આજ્ઞા છે. ધર્માચરણ પછી ખાધેલું અન્ન એ સાદું અન્ન નહીં પણ અમૃત છે. આટલું પવિત્ર અન્ન બીજા ક્યા માર્ગે મળવાનું? બધાં પ્રત્યે પોતાનું કર્તવ્ય બજાવ્યા પછી જે પોતે ખાય છે તેના જેવો પવિત્ર અને ઉદાત્ત કોઈ નથી. તેનો પ્રત્યેક વ્યવહાર ઉદાત્ત અને વ્યાપક દૃષ્ટિથી થાય છે. કુટુંબ વિષેની તેની ભાવના વિશાળ હોય છે. માતાપિતા, ભાઈબહેન, દીકરા-દીકરી, મિત્ર-સંબંધી, આપ્ત, પરોણા, ચાકરનોકર, અનાથ, પંગુ, દીન, દુર્બળ, બીમાર, વૃદ્ધ, એટલાં જ નહીં પણ આશ્રિત કે નિરાશ્રિત પશુપક્ષી સુધ્ધાં બધાંનો તે પોતાના કુટુંબમાં અંતર્ભાવ માને છે. આવી જાતની વ્યાપક ભાવનાથી તે કુટુંબ અને જગતના કલ્યાણ માટે પોતાનું જીવન ચલાવે છે. તેના જેવો ઉદાર કોણ હશે? તે નિઃસ્વાર્થી હોય છે. તે સત્યધર્મી હોય છે. આવા સાચા ગૃહસ્થાશ્રમી આજે પણ જગતમાં છે. જગતમાં જે ઉદારતા, જે પાવિત્ર્ય, જે પ્રેમ, જે ભૂતદયા દેખાય છે, સર્વત્ર સ્વાર્થથી ભરેલા જગતમાં કોઈ કોઈ ઠેકાણે પરાર્થતાનું જે દર્શન થાય છે, તે બધો તેમનો જ પ્રભાવ છે. તે જ સાચા ધર્મને જાગતો રાખે છે અને સંસારમાં રહીને જ પોતાની ઉન્નતિ સાધી લે છે. આવા ગૃહસ્થને અને તેના આશ્રમને કોણ દોષ દઈ શકે?

પરંતુ સંસારમાં રહેવા છતાં જે પોતાના સંબંધીઓને સુખ આપવાનો પ્રયત્ન કરતો નથી, તેમનું દુઃખનિવારણ કરવાની ચિંતા કરતો નથી, તે સંસારમાંથી ગૃહસ્થી જીવન છોડીને રાષ્ટ્રકાર્યમાં પડ્યો હોય તોયે શું, ઈશ્વર-ભક્ત થયો હોય તોયે શું, કે સંન્યાસી થયો હોય તોયે શું? તેથી તેની માનવતા વધતી નથી. કેવળ બાહ્ય સ્થિતિ બદલાવાથી આંતરિક સ્થિતિમાં ફેરફાર થતો નથી. જે ઘરમાં કૃપણ તે બહાર પણ કૃપણ જ રહેશે. જે ઘરમાં સ્વાર્થી તે બહાર પણ સ્વાર્થી જ! પણ ખરો ગૃહસ્થાશ્રમી ગમે ત્યાં ગયો હોય, કોઈ પણ ક્ષેત્રમાં તે પડ્યો હોય, તેનું જીવન ઉદાત્ત ગુણોથી ભરેલું જ જણાઈ આવે છે. હવે તમે જ વિચાર કરી જુઓ કે સંયમ વિના, વાસના, ઇચ્છા કે પોતાની ક્ષુદ્ર અભિલાષા, એ બધાને અંકુશમાં રાખ્યા સિવાય, આવા પ્રકારનું ઉન્નત જીવન સાધી શકાય કે?

ફરીને કહું છું કે તમારું ગૃહસ્થજીવન તમારી ઉન્નતિમાં બાધક છે એમ સમજશો નહીં. તેને બધી રીતે સાધક કરી લેવું એ તમારા હાથમાં છે. પોતાની ક્ષુદ્ર અભિલાષા, કામના, સ્વાર્થ, લંપટતા, મોહ એ બાધક છે. કર્તવ્ય પર ધ્યાન આપીને ઉદાત્ત ભાવનાથી, સાહૃદયતાથી કૌટુંબિક કર્મો કરતા રહો, મોહથી કરશો નહીં. કુટુંબ વિષેની પોતાપણાની ભાવના શક્ય તેટલી વિશાળ કરો. પોતાના મનનું નિરીક્ષણ કરવાની ટેવ પાડો. તમે જે કર્મ કરો છો તેનાથી મોહ કે સ્વાર્થબુદ્ધિ વધે છે કે કર્તવ્યબુદ્ધિ અને સહૃદયતા વધે છે તે તપાસતા રહો. તમારા ચિત્તમાં જે અયોગ્ય, અશુદ્ધ, અધર્મ્ય જણાતું રહે તેને દઢતાથી કાઢી નાખો. એવી જાતના અભ્યાસની ભૂમિકા તમને સિદ્ધ થાય તો ભક્તિ, યોગ, ચિંતન, પ્રાર્થના વગેરે તમારી ઉન્નતિમાં મદદરૂપ થઈ શકશે. તેવી જાતની ભૂમિકા સધાઈ ન હોય અથવા ઉન્નતિનો કોઈ દઢ સંકલ્પ પણ ન હોય તો કેવળ બાહ્ય સાધનોનો કશો ઉપયોગ થતો નથી. તમારો ખરેખરો પ્રશ્ન શો છે, જીવનમાં તમારી ખરી અડચણ શી છે, તેનો તમે બરાબર વિચાર કરો. નહીં તો તમારું બધું વાચન અને આ સંભાષણ કેવળ મનોરંજન ઠરશે.

## ગૃહસ્થાશ્રમનું મહત્ત્વ અને ઈશ્વરનિષ્ઠા

આપણે સારા સારા ગ્રંથો વાંચીએ છીએ, ઉપદેશ સાંભળીએ છી
પરંતુ જીવનમાં પોતાની ખરી અડચણું શી છે, જીવનમાં ખરેખર આ
શું સિદ્ધ કરવા ઇચ્છીએ છીએ, એ વિષે પોતાના અંતરનું નિરીક્ષણ ક
આપણે કાંઈ જ વિવેકપૂર્વક નિર્ણય કરેલો નથી હોતો. કશી અડચણ
આવતાં આપણો સંસાર નિર્વિઘ્નપણે ચાલતો રહે, આપણું તેમ જ જે
સાથે આપણો પરસ્પર પ્રેમસંબંધ છે, જેના પર આપણું સુખ અવલં
છે, તે બધાંનું જીવન સુખપૂર્વક વ્યતીત થાય તથા આપણને ધન, મ
પ્રતિષ્ઠા પ્રાપ્ત થાય, એકંદરે આપણે માનીએ છીએ તે પ્રમાણે આપ
સંસાર સુખપૂર્વકનો થાય એ જ અથવા એવા પ્રકારનો આપણા ઘણાએ
જીવનનો હેતુ હોય છે. પરંતુ અનેક કારણોને લીધે આ હેતુ સિદ્ધ
શકતો નથી એવું અનુભવથી જણાઈ આવ્યા પછી કાંઈક વાચન પર
કાંઈક સાંભળીને મનુષ્યને લાગે છે કે, ઈશ્વરનું જ્ઞાન થવાથી અથવા આ
સાક્ષાત્કાર થવાથી જીવનનાં દુઃખોનો અંત આવશે. આ કલ્પનાથી
જેમ જેમ ધાર્મિક અને આધ્યાત્મિક ગ્રંથો વાંચવા માંડે છે તેમ ત
તેની આ સમજણ દૃઢ થતી જાય છે, અને ઈશ્વરનું જ્ઞાન તથા મુ
એ જ પોતાનો જીવનનો હેતુ છે એવી ભ્રાંતિ તેને થાય છે. 
ખરેખર જોઈએ તો ઈશ્વરજ્ઞાન સિવાય તેનું કશું જ અટકેલું હ
નથી. પોતાના ચાલુ અથવા ભવિષ્યનાં દુઃખ કે ભય સાથે પ્રતિ
વિષેના અજ્ઞાનનો કંઈ જ સંબંધ ન હોવા છતાં આપણને તેના
જ્ઞાનની જરૂર છે એમ આપણે આપણું જીવન અને અંતરને ન તપાસ
માનીએ છીએ. પણ થોડો સૂક્ષ્મ વિચાર કરતાં સમજાશે કે, પોતા
અને બીજાનાં ઘણાં દુઃખોનું કારણ આપણાં અને સમાજનાં અજ્ઞા
મોહ, જડતા, લોભ, સ્વાર્થ વગેરે જેવા દોષો તથા સદ્‌ગુણોનો અ
ઐક્યનો અભાવ એ જ છે. તે દોષો દૂર કરવા આપણે બધા પ્રય
કરીએ અને પ્રેમ, દયા, મૈત્રી, ઉદારતા, પ્રામાણિકતા, સત્ય આદિ ગુણો
સંવર્ધન આપણે પોતામાં અને સમાજમાં કરતા રહીએ, તો ઈશ્વરનું જ્ઞા
ન થાય તોયે આપણે ઘણાં દુઃખોમાંથી મુક્ત થઈ શકીએ. જીવન

ઈશ્વરજ્ઞાનના કરતાં ઈશ્વરનિષ્ઠાની આપણને અધિક જરૂર છે અને તે નિષ્ઠા માટે આજે આપણને તે વિષેનું જે જ્ઞાન છે તે પૂરતું છે.

સારાંશ, આપણે બધાએ નિર્દોષ અને સદાચરણી થવાનો પ્રયત્ન કરવો જોઈએ. દોષોનો અભાવ, સદ્‌ગુણોની સમૃદ્ધિ અને ઈશ્વરનિષ્ઠા, એટલી બાબતો આપણે સાધી શકીએ તો આ કે માણસને બીજો જન્મ પ્રાપ્ત જ થાય તો તે જન્મનાં સર્વ દુઃખો આપણે સહેજે તરી જઈએ એવો વિશ્વાસ તમે રાખો. આ વિશ્વાસનું સામર્થ્ય અગાધ છે. આવી જાતનું કાંઈક ધ્યેય તમે માનતા હો તો તેમાં તમને સહાયરૂપ થવાને હું આનંદથી તૈયાર છું.

## ૫
## એકાન્તવાસની મર્યાદા

[એક સંસ્થાના પ્રમુખ કાર્યકર્તા સાથે થયેલો સંવાદ ઈ. સ. ૧૯૨૧]

કાર્યકર્તા — સાર્વજનિક કામમાં જો કોઈને પોતાની ઉન્નતિ થતી જણાતી ન હોય તો તેણે તે કામ છોડીને એકાંતમાં જઈ કાંઈ સાધના કરીને પોતાની ઉન્નતિ કરી લેવી જોઈએ કે નહીં?

ઉ૦ — સાર્વજનિક કામમાં પડવાનો તેનો મૂળ હેતુ પોતાના અને બીજાના કલ્યાણનો જ હોવો જોઈએ. તેથી જ તે સાર્વજનિક કામમાં પડે છે. ત્યારે, આવા હેતુથી સ્વીકારેલા કાર્યમાં હવે તે પોતાની ઉન્નતિ કેમ સાધી ન શકે?

કાર્યકર્તા — આપ કહો છો તે પ્રકારનો હેતુ રાખીને જ કાર્યમાં પડ્યા પછી તેને અનુભવથી સમજાયું કે, સાર્વજનિક કામમાં બધો વખત બાહ્ય કાર્યમાં જ જાય છે અને પહેલાં કલ્પનાયે નહોતી એવી અનેક વૃત્તિઓ બાહ્ય કાર્ય કરતી વખતે તેમાંથી નિર્માણ થવા માંડે છે. એ વૃત્તિઓ પોતાની ઉન્નતિની દૃષ્ટિએ બાધક બની હોય છે. એવી સ્થિતિમાં તેણે શું કરવું?

ઉ૦ — જીવનમાં જેનો હેતુ કેવળ ચિત્તશુદ્ધિ જ હોય તે કોઈ પણ સ્થિતિમાં પોતાની ઉન્નતિ કરી લે છે. માત્ર એટલી વાત ખરી કે, અનુકૂળ પરિસ્થિતિમાં ઇચ્છિત હેતુ સાધવાનું ઓછું કઠણ બને છે, જ્યારે પ્રતિકૂળ પરિસ્થિતિમાં તે સાધવાનું વધારે કઠણ થાય છે. કોઈકના નામે તમે જે આ પ્રશ્ન પૂછ્યો છે તે તમારો પોતાનો છે એમ સમજીને, તેનો ઉત્તર આપવાનું મને વધારે સહેલું થશે. તો તેમ કરવામાં તમને કાંઈ હરકત નથી ને?

કાર્યકર્તા — મને જરાયે હરકત નથી, કારણ તે પ્રશ્ન મારો પોતાનો જ છે.

ઉ૦ — તમારો ઇચ્છિત હેતુ એકાંતની અનુકૂળ પરિસ્થિતિમાં સિદ્ધ કરી શકાય એવો તમને લાગતો હોય તોયે સમાજનાં કાર્યો કરતાં રહેતાં તમારા મનની જે શુદ્ધિ અને સ્થિરતા રહેશે, તે પરથી તમારી ઉન્નતિની ખરી પરીક્ષા થવાની છે. આજ સાર્વજનિક કાર્ય કરતાં જે બાધક અને અનિચ્છનીય મનોવૃત્તિઓ ઊઠે છે, તે એકાંતમાં જઈને આવ્યા પછી ન ઊઠે તો જ એકાંતનો તમારા જીવનમાં કાંઈ ઉપયોગ થયો એમ કહી શકાય. એકાંતમાં ગયા પછીયે ઇચ્છેલી સ્થિતિ ઝટ સિદ્ધ થઈ શકે છે એવું કાંઈ નથી. તે માટે તેને યોગ્ય સાધન મળવું જોઈએ. તેમાં તેનું ચિત્ત લાગવું જોઈએ. આ પ્રમાણે પ્રથમ તેને એકાંત પચવું જોઈએ. પચ્યા પછી પણ અભ્યાસમાં ગતિ થવી જોઈએ. વળી, ગતિ થવા માંડ્યા પછી આંતર કે બાહ્ય, દિવ્ય કે આકર્ષક અનુભવોમાં ગૂંચાઈ કે અટકી ન પડવા જેટલી મુખ્ય ધ્યેય વિષે સાધકના મનમાં ઉત્કંઠા અને તે પ્રત્યે આકર્ષણ સદૈવ રહેવાં જોઈએ. આવી રીતે નિષ્ઠાપૂર્વક અભ્યાસ કર્યો હોય તો ઇચ્છિત સ્થિતિ પ્રાપ્ત થઈ શકે છે. એકાંત એ ખાસ પ્રકારના અભ્યાસ માટે આવશ્યક છે ખરો, પરંતુ એ અભ્યાસ શરૂ કર્યા પહેલાં માણસે યમનિયમોનું પાલન કરીને યોગ્ય પાત્રતા અને ધ્યેય વિષે નિષ્ઠા પ્રાપ્ત કરવી જોઈએ. એ પાત્રતા ન હોય તો એકાંતમાં જઈનેયે કશો લાભ ન થાય.

કાર્યકર્તા — એ પાત્રતા પ્રાપ્ત કરવા મનુષ્યે શું કરવું જોઈએ?

ઉ૦ — યમનિયમોનું યથાશક્તિ પાલન કરીને સદાચારસંપન્ન થવાનો પ્રયત્ન રાખવો. જીવનવ્યવહાર વિવેકપૂર્વક ધર્મમાર્ગે ચલાવતાં રહેવું. એથી માણસમાં તે પાત્રતા આવે છે.

કાર્યકર્તા — આ જગ્યાએ 'ધર્મ' એ શબ્દનો શો અર્થ કરવો? અને જીવનવ્યવહાર ધર્મમાર્ગે ચલાવવો એટલે કેવી રીતે ચલાવવો?

ઉ૦ — સમાજને વધારેમાં વધારે ઉપયુક્ત, હિતપ્રદ અને જરૂરી એવાં જે વિદ્યા, કળા, જ્ઞાન, ગુણ પોતામાં હોય, તેના વડે સમાજહિતની દૃષ્ટિએ જીવનવ્યવહાર ચલાવવો. તે વિદ્યા, કલા, જ્ઞાન અને ગુણનો ઉપયોગ એટલે સ્વકર્મ. ઉદાત્ત બુદ્ધિથી સ્વકર્મ કરતાં રહેવું તે જ ધર્મપાલન. તે ધર્મમાં રહેલી વ્યાપકતાનું મહત્ત્વ સમજીને જો માણસ ધર્મયુક્ત જીવન આચરતો રહે, તો તેથી તે પોતાની ઉન્નતિ સાધી શકે.

કાર્યકર્તા — શું એવી જાતના કેવળ ધર્માચરણથી મનુષ્યની સર્વ પ્રકારની ઉન્નતિ થઈ શકે?

ઉ૦ — મનુષ્ય, કુટુંબ, સમાજ, રાષ્ટ્ર, માનવજાત એ બધાના કલ્યાણની દૃષ્ટિએ જે જે આચરણ કરવામાં આવે તે દ્વારા મનુષ્યની ઉન્નતિ થવામાં હરકત ક્યાં?

કાર્યકર્તા — આપ કહો છો અથવા કલ્પો છો તેવા ધર્મમાં બધા માટે સરખા નિયમ અને આચાર ઠરાવેલા હશે. પણ પ્રત્યેક વ્યક્તિની પ્રકૃતિ, સંસ્કાર, સ્વભાવ, જ્ઞાન, ગુણ, કર્તૃત્વ વગેરેમાં સહજ અંતર હોય છે. એ સ્થિતિમાં દરેકની ઉન્નતિનો ક્રમ અને સાધન હંમેશાં એકસરખાં કેવી રીતે હોઈ શકે?

ઉ૦ — બધાનો સ્થૂળ ક્રમ એકસરખો નહીં હોય. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય – એટલે તે તે કર્મો માટે જરૂરી ગુણવાળા માણસો પોતપોતાની યોગ્યતા પ્રમાણે જુદાં જુદાં કર્મો દ્વારા પોતાની ઉન્નતિ કરી શકે. દરેક જણની પ્રવૃત્તિ જુદી જુદી હોય, તોપણ તે પ્રવૃત્તિની પાછળ ગુણોનું અનુશીલન કરવા બાબત બધામાં એકતા જ છે એમ દેખાઈ આવશે.

ગુણોના અનુશીલન દ્વારા જ દરેકને પોતાની ઉન્નતિ કરવી પડે છે. આ રીતે વિચાર કરતાં ઉન્નતિનો સૂક્ષ્મ ક્રમ બધાનો એકસરખો જ હશે.

કાર્યકર્તા — પરંતુ આવી રીતે પોતપોતાનાં કર્મો કરતાં રહેવાથી, એટલે કેવળ સ્વધર્માચરણથી જ, બધા પ્રકારની ઉન્નતિ કેવી રીતે થઈ શકે? સુથાર કેવળ પોતાનું સુથારીકામ કરતો રહે તો તેથી તે પોતાની ઉન્નતિ કેમ સાધી શકે? સુથારીકામ સિવાય બીજું પણ કાંઈ તેણે ઉન્નતિ માટે કરવું જોઈએ એ ખરું કે નહીં?

ઉ૦ — સુથારીકામ સમાજને જરૂરી છે એમ સમજીને સુથાર તે કરતો રહે અને તેનાથી સમાજનું નુકસાન ન થતાં સમાજને તેના કામનો સદૈવ ઉપયોગ થતો રહે, તો તે કામમાં પોતાના નિર્વાહ સાથે જ તેણે ધર્મપાલન પણ કર્યું એમ થશે. તેમાંયે પોતાની બુદ્ધિનો વિકાસ કરીને તે પોતાનું કર્મકૌશલ્ય વધારે, પોતાનાં ઓજારોમાં સુધારણા કરે, પોતાની કલા, પોતાનું જ્ઞાન અને પોતાના ગુણો અધિક લોકોપયોગી કેવી રીતે થઈ શકે અને લોકોની અડચણો તથા મુસીબતો કેવી રીતે દૂર થઈ શકે તેનો વિચાર કરે, ઘરો બાંધતાં અને વસ્તુઓ તૈયાર કરતાં લોકોનાં આરોગ્ય અને સુરક્ષિતતાનો વિચાર કરે, પોતાના કાર્યમાં શ્રીમંત–ગરીબનો ભેદ ન રાખે, તો પોતાના વિકાસની સાથે તે સમાજને કેટલો બધો ઉપયોગી થઈ શકે? આ બાબતો સિદ્ધ કરતાં તેને કેટલીયે ભૌતિક વસ્તુઓનું અને તેના ગુણધર્મોનું શાસ્ત્રીય જ્ઞાન મળતું રહેશે. આ દૃષ્ટિએ વિચાર કરવામાં આવે તો તેના જ્ઞાનનું અને ઉપયોગિતાનું ક્ષેત્ર કેટલુંયે મોટું થાય એમ છે. કેવળ પોતાના નિર્વાહ માટે માનેલા ઉદ્યોગમાં, પોતાના ગુણોની ઉપયોગિતા વધારવાનો અને તે સાથે જ પોતાની પણ ઉન્નતિ કરી લેવાનો કેટલો બધો અવકાશ છે એની કલ્પના તેને હોવી જરૂરી છે. માટે નિર્વાહના સાધનરૂપ તેના સ્વકર્મના શિક્ષણની સાથે જ જગતને કલ્યાણપ્રદ માર્ગમાં ઉપયોગી થતા રહેવાનો તેનો સ્વધર્મ પણ તેને સમજાયેલો હોવો જોઈએ. જે વાત સુથારી વિષે જણાવી તે જ સમાજોપયોગી દરેક વિદ્યા, જ્ઞાન, કલા, ધંધા વિષે આપણે સમજવી જોઈએ,

અને આ બધું સમજીનેયે એટલાથી સ્વધર્મની પૂરી સમાપ્તિ થતી નથી તે તેના ધ્યાનમાં આવવું જોઈએ.

કાર્યકર્તા — આવી રીતે સ્વકર્મ કર્યા પછી બીજું સ્વધર્મપાલન શું રહ્યું?

ઉ૦ — સદ્‌ગુણોનું અનુશીલન – બધા વિષે કર્તવ્યપાલન – એનો પણ સ્વધર્મમાં જ સમાવેશ થાય છે. બાહ્ય કર્મો સમાજના સંયોગ પ્રમાણે બદલાતાં રહે છે. સમાજને લડાઈની જરૂર હોય તો વ્યક્તિનેયે તે કાર્યમાં ભાગ લેવો પડે છે. કોઈ કોઈ વિશિષ્ટ કાળમાં ક્રાંતિઓ થતી હોય છે. શ્રીકૃષ્ણના સમયમાં ક્રાંતિ થઈ. ગૌતમ બુદ્ધના સમયમાં પણ થઈ. આજનો કાળ પણ ક્રાંતિનો છે. કયા બાહ્ય કર્મ દ્વારા બીજા વિષેનું કર્તવ્યપાલન થઈ શકે તે દરેક પ્રસંગે પહેલેથી જ નિશ્ચિતપણે ઠરાવવું શક્ય નથી. સમાજના કલ્યાણની દૃષ્ટિએ પ્રત્યેક પ્રસંગે કર્મની ઉચિતતા–અનુચિતતાનો વિચાર કરવો જોઈએ. અને તે પછી સમાજ અને વ્યક્તિ વિષેના કર્તવ્યનું પાલન અને તે માટે જોઈતા આવશ્યક ગુણોનું અનુશીલન કરવું જોઈએ. આ બધી બાબતોનો સ્વધર્મમાં જ સમાવેશ થાય છે.

કાર્યકર્તા — આવી રીતે સ્વધર્મ ધ્યાનમાં આવવા માટે તથા ઠરાવવા માટે કઈ બાબતોની જરૂર છે?

ઉ૦ — વિવેક, દૃઢતા, સત્સંગ, સદ્‌વાચન, મનન, નિરીક્ષણ વગેરેની તે માટે આવશ્યકતા છે. તેમાંયે વિવેક અને દૃઢતાના ગુણોનું મહત્ત્વ એકંદરે ઉન્નતિના માર્ગમાં બહુ વધારે છે. દરેક માણસમાં વિવેક થોડાવત્તા પ્રમાણમાં હોય છે જ. અમુક સારું અને અમુક નરસું એ સમજવાની શક્તિ દરેકમાં છે. માણસ જેમ જેમ એ શક્તિને જાગ્રત કરે તેમ તેમ તે વધતી જાય અને તેથી તેને ઘણો લાભ થતો રહે. વિવેકથી જ માણસ ધર્મ સમજી શકે છે, અને દૃઢતાથી તે તેનું પાલન કરી શકે છે. માણસમાં દૃઢતા ન હોય તો ધર્મ સમજતાં છતાં તે તેનું પાલન કરી શકશે નહીં. કસોટીના પ્રસંગે તો દૃઢતા સિવાય તેનું ચાલશે જ નહીં.

કાર્યકર્તા — ઉન્નતિ માટે માણસે કસોટીના પ્રસંગો શોધી કાઢવા કે નિર્માણ કરવા જોઈએ કે? કયા પ્રસંગમાંયે પોતા તરફથી ધર્મપાલન થઈ શકે છે એવી ખાતરી તેવા પ્રસંગોમાંથી પાર પડયા સિવાય તેને કેમ થાય? અને ખાતરી થયા સિવાય તેને તે વિષે. આત્મવિશ્વાસ કેવી રીતે પેદા થઈ શકે?

ઉ૦ — માણસ સદૈવ સાવધપણે અને વિવેકથી વર્તતો રહે તો કસોટીના કે પરીક્ષાના પ્રસંગો ચાહીને શોધવાની કે પેદા કરવાની જરૂર નથી. આપણું આજનું જીવન જ સાચા ધર્મથી એટલું દૂર ગયેલું છે કે, તેને સાચા ધર્મમાર્ગ પર લાવવા માટે આપણને પોતાની વિવેકશક્તિ અને દક્ષતાનો સતત ઉપયોગ કરતા રહ્યા સિવાય ચાલે એમ નથી. કેવળ તેટલા માટે જ પોતાના સદ્ગુણોની આપણે હંમેશાં પરાકાષ્ઠા કરતા રહેવાની જરૂર છે. તે વગર આપણી પોતાની ઉન્નતિ થવી શક્ય નથી. કુટુંબ કે બાહ્ય સમાજ પૈકી કોઈનીયે સાથે આવતા આપણા સંબંધોમાં જ્યાં સુધી પ્રેમ, વિશ્વાસ, પાવિત્ર્ય, પ્રામાણિકતા, સરલતા એ ગુણો આપણી બાજુથી તો દેખાઈ આવે નહીં ત્યાં સુધી ધર્મપાલન કરવા માટે જુદા પ્રસંગો શોધી કાઢવાની અથવા મુદ્દામ પેદા કરવાની શી આવશ્યકતા છે? આપણા પોતાના જ ચિત્તમાં પરસ્પર વિરોધી વૃત્તિઓનો ઝઘડો શું થોડો છે? તે શાંત થાય, ચિત્ત શુદ્ધ થાય–સ્થિર થાય, તો ધર્મપાલન સહેજે થઈ શકશે; પછી માણસ કુટુંબમાં હોય કે તેના કરતાં વ્યાપક ક્ષેત્રમાં કાર્ય કરતો હોય. પોતાની ઉન્નતિ માટે જે ગુણો કુટુંબમાં રહેતાં જરૂરી છે, તે જ તે કરતાં વ્યાપક ક્ષેત્રમાંયે જરૂરી છે. કાંઈ ફરક હોય તો બુદ્ધિ-સામર્થ્યમાં હોય, ગુણોમાં નહીં. કોઈ પણ ક્ષેત્રમાં ગુણવિકાસની આવશ્યકતા સરખી જ છે. કુટુંબનું કાર્ય કરતાં જો ચિત્તમાં મલિનતા–સ્વાર્થ હશે તો સાર્વજનિક કામમાંયે તે જ દોષ આડો આવશે. એટલે ગમે તે ક્ષેત્રમાં માણસ હોય તોયે તે પોતાની અશુદ્ધિ કાયમ રાખીને ઉન્નતિ સાધી શકશે નહીં: ધર્મની કસોટી બાહ્ય પરિણામ પરથી કરતી નથી, પણ કોઈ પણ પ્રસંગમાં પોતાને પોતાના સદ્ગુણોનું બળ કેટલું

પડ્યું, અને ઉન્નતિની દષ્ટિએ છેવટે પોતાને શું સિદ્ધ થયું, એ બધા પરથી તે ઠરે છે. પોતાનાં અજ્ઞાન, મોહ અને સ્વાર્થનો નાશ કરવા માટે માણસને કેટલો પ્રયત્ન કરવો પડશે અને કેટલું સહન કરવું પડશે એની આજ કલ્પનાયે કરી શકાય નહીં.

કાર્યકર્તા — ઉન્નતિ માટે માણસને બુદ્ધિસામર્થ્યની કેટલી આવશ્યકતા છે?

ઉ૦ — જીવનમાં સદૈવ ઉપયોગી થનારો વિવેક બુદ્ધિના સામર્થ્ય સિવાય ચિત્તમાં ટકી શકશે નહીં. માટે વિવેકની આવશ્યકતા કહી કે તેને લગતા બુદ્ધિસામર્થ્યની આવશ્યકતા છે જ એમ ઠરે છે. એ ઉપરાંત, કુટુંબ, જાતિ, દેશ એ બધા વિષે પોતાનું કર્તવ્ય શું છે તે ઓળખવા માટે અને તે પાર પાડવા માટે જોઈતું બુદ્ધિબળ દરેકમાં હોવું જોઈએ. તે જ પ્રમાણે પોતાના જીવનવ્યવસાય માટે જોઈતી કલ્પકતા, યોજકતા, કુશળતા વગેરે બૌદ્ધિક ગુણોનીયે માણસને જરૂર છે. પોતા પર અને જે સમાજમાં આપણે રહીએ છીએ તે પર આવતા કઠણ પ્રસંગોમાંથી માર્ગ કાઢતાં આવડે એવા પ્રકારના સમયસૂચકતા, પ્રસંગાવધાન, તારતમ્ય વગેરે ગુણો પણ માણસમાં હોવા જોઈએ. સારાંશ, ધર્મથી જીવવા અને ઉન્નત થવા માટે પ્રત્યક્ષ જીવનમાં ઉપયોગી થઈ શકે એવા બુદ્ધિસામર્થ્યની માણસને જરૂર છે. શંકરાચાર્ય અને વિદ્યારણ્ય કે ન્યૂટન અને હેકલના જેટલા બૌદ્ધિક સામર્થ્યની પ્રત્યેક વ્યક્તિને જરૂર નથી.

કાર્યકર્તા — અત્યાર સુધી આપે કહ્યું તેવા સ્વધર્મપાલન, તેમાં જ સદ્‌ગુણોનું અનુશીલન, ચિત્તની શુદ્ધિ, વિવેક અને બુદ્ધિસામર્થ્ય વગેરેનું મહત્ત્વ સમજીને માણસ વર્તન રાખે, તો ઉન્નતિ માટે તેને એકાંતમાં જવાની આવશ્યકતા નથી એવો આપનો મત જણાય છે.

ઉ૦ — હા, લગભગ એવો જ. એકાંતવાસમાં ક્યારેયે જવાની જરૂર નથી એમ હું કહેતો નથી. પોતાના મનની જ ઉન્નતિ કરવાની છે. ધર્મ-પાલન અને સદ્‌ગુણોના અનુશીલન દ્વારા જ મનની ઉન્નતિ થવી જોઈએ. પરંતુ તે માટે જોઈતું ચિત્તનું સામર્થ્ય જે માણસ પોતાના દરરોજના

જીવનક્રમમાં પ્રાપ્ત કરી શકતો નથી અથવા વધારી શકતો નથી, તેણે કેટલોક સમય ચિત્તનો તે પ્રકારનો અભ્યાસ એકાંતમાં કરીને તે સામર્થ્ય પ્રાપ્ત કરવું. એવા અભ્યાસ માટે કેટલોક સમય સાતત્યની જરૂર હોવાથી એકાંત*સિવાય તે અભ્યાસ થઈ શકતો નથી. પણ આવી રીતે પ્રાપ્ત કરેલા સામર્થ્યનો ઉપયોગ તેણે ધર્મપાલનમાં એટલે કર્માચરણમાં જ કરવાનો છે, અને એકાંતવાસ એ સાધ્ય નથી પણ સાધન છે એ વાત તેણે તે અભ્યાસકાળે પણ ભૂલવી ન જોઈએ. ઉપરાંત અભ્યાસમાં લાગ્યા પહેલાં, આગળ સૂચવ્યા પ્રમાણે, કાંઈક વિશિષ્ટ સાત્ત્વિકતાની જરૂર છે, એ વાત તેના ધ્યાનમાં રહેવી જોઈએ.

કાર્યકર્તા — ઈશ્વરદર્શન, આત્મસાક્ષાત્કાર, મોક્ષ એ ધ્યેયો સિદ્ધ કરવાં હોય તો તે માટે આપના મત પ્રમાણે એકાંતની જરૂર છે કે નહીં?

ઉ૦ — મારા મત પ્રમાણે ચિત્તશુદ્ધિ અને સદ્ગુણોના ઉત્કર્ષ દ્વારા માનવતા પ્રાપ્ત કરવી એ જીવનનું ધ્યેય છે. ધર્મપાલનથી માનવતા પ્રાપ્ત થઈ શકે છે. તેનું પાલન કરવા માટે ચિત્તશુદ્ધિની જરૂર છે. શુદ્ધિ માટે ચિત્તસામર્થ્ય જોઈએ. અમુક અભ્યાસથી તે સામર્થ્ય પોતામાં લાવી શકાય છે. તેટલા માટે કોઈને કેટલોક વખત એકાંતની જરૂર રહે. ધર્મ-પાલન અને ઉન્નતિ માટે ઈશ્વરનિષ્ઠાની જરૂર છે, ઈશ્વરદર્શનની નહીં; કારણ ઈશ્વરદર્શન, આત્મસાક્ષાત્કાર, મોક્ષ વગેરે બાબતોમાં કેટલીયે ભ્રમાત્મક કલ્પનાઓ છે. એ બધી છોડી દઈએ તો બાકી ઈશ્વર અને આત્મા વિષે વિચાર કે જ્ઞાનપ્રાપ્તિ માટે તેમ જ વાસના–આશાતૃષ્ણામાંથી મુક્તિ વગેરે માટે ખાસ એકાંતની આવશ્યકતા નથી. સત્સંગ, વિવેક વગેરે દ્વારા માણસ તે વિષે પોતાના જીવન પૂરતી નિઃશંકતા પ્રાપ્ત કરી શકે છે. આ બધી વાતો માનવતામાં જ આવે છે.

# ૬

## સત્તાભાવ

પ્ર૦ — બીજાઓને સ્વાધીન રાખીને તેમની ઉન્નતિ કરવા માટે કોઈ તેમના પર પ્રેમ, મૈત્રી રાખે તો તેમાં બંને બાજુથી ઉન્નતિ છે કે નહીં? બીજાના સમર્પણભાવને લીધે પોતામાં સત્તાભાવ અને અહંકાર ઉત્પન્ન થશે એવા ભયથી કોઈ બીજા વિષેની જવાબદારી ટાળવાની ઇચ્છા રાખે તો તેમાં કોઈ દોષ છે શું? વળી, લોકો સમજે છે એટલો ખરેખર પ્રેમ-મૈત્રીભાવ તેનામાં ન હોય છતાં તેણે બીજા તરફથી મળતો સદ્ભાવ માન્ય કરવો કે નહીં?

ઉ૦ — બીજાને સ્વાધીન રાખવાની ઇચ્છા એ સત્તાભાવનું મુખ્ય લક્ષણ છે. તે હેતુથી કોઈ ભય કે લાલચ દેખાડે, દાબ મૂકે, કે કોઈ પ્રેમ, મૈત્રી વગેરેથી બીજાને વશ કરવાનો પ્રયત્ન કરે; આ બંને પ્રકારોમાં જ્યાં સુધી બીજાને સ્વાધીન રાખવાનો કે વશ કરવાનો હેતુ છે, ત્યાં સુધી બંનેમાં સત્તાભાવ છે. અને તે માટે જ બેઉના જુદી જુદી રીતે પ્રયત્ન ચાલુ છે એમ તપાસતાં જણાઈ આવશે. સ્વાધીન રાખવામાંયે

सायां प्रम-मैत्रीमां बीजाने स्वाधीन राखवानी अिच्छानो अभाव

બંનેના બીજા શા હેતુ છે તે તપાસતાં કોઈનો સ્વાર્થ સાધવાનો તો કોઈનો તે દ્વારા બીજાઓનું (સ્વાધીન વ્યક્તિઓનુંયે) કલ્યાણ કરવાનોયે હેતુ જણાઈ આવવા સંભવ છે. સ્વર્ગની લાલચ તથા નરકનો ભય એ પણ મનુષ્યના કલ્યાણની ઇચ્છાથી જ ઉત્પન્ન થયાં હશે એમ લાગે છે. ભય-લાલચ હોય કે પ્રેમ-મૈત્રી હોય, જો તે પ્રયત્ન પોતાનો સ્વાર્થ સાધવા માટે હોય, તો માનવી જીવનની દૃષ્ટિએ તે સ્વાર્થનો જ પ્રકાર સમજવો જોઈએ. ઉપર ઉપરથી જોતાં ભય કરતાં પ્રેમથી સ્વાધીન રાખવાના

પ્રયત્નમાં કોઈ દોષ નથી એમ કોઈકને લાગશે. પણ થોડો વિચાર કરતાં જણાશે કે જ્યારે બીજાને સ્વાધીન રાખવાના હેતુથી પ્રેમ, મૈત્રી વગેરે ભાવો દેખાડવામાં આવે ત્યારે તેમાં સત્ય હોવાનો સંભવ ઘણો ઓછો હોય છે. કોઈક વ્યક્તિની સાત્ત્વિકતાને લીધે, પ્રેમ-મૈત્રી વગેરે સદ્‌ભાવનાઓને લીધે લોકો તેના પ્રત્યે આકર્ષાતા હોય, તેની પર શ્રદ્ધા રાખતા હોય કે તેને સર્વાર્પણ કરતા હોય તો તે, તેના સદ્‌ગુણો અને લોકોની ભાવિકતા, નમ્રતા, શ્રદ્ધાળુપણું વગેરે ગુણો – એમ બન્ને પક્ષના અનેક ગુણોનું સંયુક્ત પરિણામ છે. તે પરિણામનો – લોકોની શ્રદ્ધા-ભાવિકતા વગેરેનો – ઉપયોગ તેમનું કલ્યાણ કરવામાં તથા પોતાની – પ્રેમ-મૈત્રી વગેરે ભાવનાઓની શુદ્ધિ-વૃદ્ધિ કરવામાં થાય એ જ તે વ્યક્તિનું આવે પ્રસંગે કર્તવ્ય છે. શ્રદ્ધા અને સર્વાર્પણનો ઉપયોગ તેમના કલ્યાણ માટે સહેજે થતો રહે તો જ તે યોગ્ય ગણાય. પરંતુ કોઈ પણ બીજા હેતુથી લોકોને સ્વાધીન રાખવા માટે સાત્ત્વિકતા, પ્રેમ, મૈત્રી વગેરે ભાવો દેખાડવાનું શરૂ થાય, ત્યારે તેમાં શુદ્ધતા, નિર્મળતા અને સ્વાભાવિકતા રહેવાં શક્ય નથી. બીજાનું સ્વાર્પણ પોતાની સદ્‌ભાવનાનું સ્વાભાવિક બાહ્ય પરિણામ છે એવી જ્યાં સુધી તેની સમજણ હોય, ત્યાં સુધી તેમાં શુદ્ધતા હોય છે, સહજતા હોય છે. પરંતુ, જ્યારે એ પરિણામ ઉપજાવવા માટે મનુષ્ય તેવા ભાવ દેખાડવા લાગે, ત્યારે તેમાંથી સ્વાભાવિકતા જતી રહે છે અને કૃત્રિમતા, બનાવટ, દંભ વગેરે દોષો ઉત્પન્ન થવાનો પૂરો સંભવ છે. લોકોને સ્વાધીન રાખવા માટે જ્યારે પ્રેમ-મૈત્રી વગેરે દેખાડવાની રીત એક નીતિ તરીકે અંગીકારવામાં આવે છે, ત્યારે એક યુક્તિ તરીકે જ તેનો ઉપયોગ થવા લાગે છે. બીજાને સ્વાધીન રાખવા એ જ મુખ્ય ઉદ્દેશ – હેતુ ર્હ્યા પછી બનાવટથી એ વસ્તુ સિદ્ધ થઈ શકતી હોય તો પછી તે માટે શુદ્ધ પ્રેમભાવ કેળવવાની જરૂર લાગશે નહીં. ભક્તિ-વૈરાગ્ય વગેરેથી લોકોમાં પ્રતિષ્ઠા મળે છે તેથી જેમ તે માર્ગમાં દંભનો સુકાળ થયેલો દેખાય છે, અને તેને લઈને તેમાંથી ખરી ભક્તિ શોધી કાઢવાનું કઠણ થયું છે, તેવી જ હકીકત પ્રેમ-મૈત્રી વગેરે બાબતોમાંયે થતી રહેવાની ખાતરી છે. માટે જ્યાં પ્રેમ-મૈત્રીમાં

બીજાને સ્વાધીન રાખવાનો હેતુ હોય, ત્યાં તેની સચ્ચાઈ વિષે શંકા લાગવી સ્વાભાવિક છે.

પરંતુ, ચિત્તની શુદ્ધ અવસ્થામાં જે પ્રેમ-મૈત્રી વગેરે ભાવો દેખાતા હોય છે, તેમાં બીજાને સ્વાધીન રાખવાની લેશ પણ ઇચ્છા હોતી નથી. તે ભાવોના નૈસર્ગિક પરિણામ રૂપે લોકો સદ્ભાવનાયુક્ત પુરુષ પ્રત્યે આકર્ષાય છે. તે કોઈને હેતુપૂર્વક ખેંચવા ઇચ્છતો નથી. પોતાની સદ્ભાવનાઓની શુદ્ધિવૃદ્ધિ કરતા રહેવું એ જ જીવનમાં તેનો મુખ્ય હેતુ હોય છે. તેની સદ્ભાવનાઓનું નૈસર્ગિક પરિણામ જગતમાં ઉત્પન્ન થતું હોવા છતાં, તે તેના કાર્યકારણભાવને ન જાણતો હોય એવોયે સંભવ છે. તેટલા પૂરતું તે બાબતમાં તેનું અજાણપણું સમજવું જોઈએ. જે જે કંઈ જગતમાં થાય છે તે તે સઘળું ઈશ્વરની ઇચ્છા-આજ્ઞાથી થાય છે એમ ઈશ્વરભક્ત માને છે. આથી પોતાના ભક્તિ, પ્રેમ, ઉદારતા, વૈરાગ્ય વગેરે ગુણોને લીધે લોકો તરફથી મળતાં માન, વિશ્વાસ, અર્પણભાવ વગેરેને તે ઈશ્વરની કૃપા, અને તે કૃપાને પોતે પાત્ર નથી એમ સમજી તેમાં પોતાની નિરહંકારવૃત્તિ રાખવાનો તે પ્રયત્ન કરતો હોય છે. ભક્તિ-ભાવનાના પ્રાબલ્યને લીધે જગતમાં વિશેષપણે થતી ઘટનાઓનાયે કાર્યકારણભાવ શોધવાનો વિચાર તેના મનમાં કદી ઊઠતો નથી. જગતના નાનામોટા, ભવ્ય, વ્યાપક વગેરે સર્વે બનાવોના કાર્યકારણભાવ યથાર્થપણે શોધી કાઢવા તેને અશક્ય લાગતા હોવાથી, તે સર્વેને માટે 'પરમાત્માની ઇચ્છા-કૃપા' એવું એક જ કારણ દર્શાવી દરેક પ્રસંગે ઉત્પન્ન થતી જિજ્ઞાસા-વૃત્તિનું બુદ્ધિથી શમન કરવાની ખટપટમાંથી મુક્ત રહી, ઈશ્વર પરની શ્રદ્ધાના આનંદમાં રહેવાનો પ્રયત્ન કરવો ઈશ્વર-ભક્તોને ગમે છે. છતાં, માનવી મનમાં વસતી જ્ઞાનવૃત્તિ તે રીતે કદીયે સદૈવ તૃપ્ત થઈ શકતી નથી. એકાદ પ્રેમળ વ્યક્તિ પોતાની પ્રેમ-મૈત્રી વગેરે ભાવનાનાં બાહ્ય પરિણામ જાણતી ન હોય, તેથી તે વ્યક્તિનું પોતાનું જીવનમાં ક્યાંયે અટકશે નહીં. પરંતુ જે વિવેકી, જ્ઞાની તથા સર્વ માનવસદ્ગુણોથી યુક્ત થવા ઇચ્છે, તેણે જીવન વિષેની કોઈ પણ મહત્ત્વની બાબતમાં અજાણ્યા રહેવું ન જોઈએ.

દરેક મહત્ત્વની બાબતમાં કાર્યકારણભાવ સમજી લેવા તેણે સદૈવ તત્પર રહેવું જોઈએ. તે વિષે દુર્લક્ષ, ઉદાસીનતા, અજાણપણું વગેરે તેનામાં ન હોવાં જોઈએ.

વિવેકી પુરુષે બીજાને સ્વાધીન રાખવાની ઇચ્છા ન રાખતાં પોતા પરના વિશ્વાસ તથા સ્વાર્પણભાવનો ઉપયોગ તેના જ કલ્યાણ માટે કરતા રહેવું જોઈએ. આ તેના પર प्रेम-मैत्रीने लअीने अुत्पन्न કુદરતી રીતે આવેલું કર્તવ્ય છે. તે કર્તવ્ય यती जवाबदारी પાર ટાળવાને કશું કારણ નથી. શ્રદ્ધાવાન તથા पाडवानी वृत्ति અર્પણશીલ મનુષ્ય પણ કેટલીક બાબતોમાં પંગુ અને પરાધીન હોય છે. તેનામાં પૂરો આત્મવિશ્વાસ નથી હોતો, તેથી જ તે કોઈનો પણ આશ્રય શોધે છે, કોઈને શરણે જવા ઇચ્છે છે. વિવેકી પુરુષે તેની પંગુતા તથા પરાધીનતા કાઢી નાખવાનો પ્રયત્ન કરવો જોઈએ. તેનામાં આત્મવિશ્વાસ ઉપજે એવો માર્ગ તેને દેખાડવો જોઈએ. તેણે તેને વિવેકી બનાવી તે અનેક સદ્‌ગુણોથી યુક્ત થાય એવો પ્રયત્ન કરવો જોઈએ, અને તેને સમજાવવું જોઈએ કે જીવનસિદ્ધિ પ્રાપ્ત કરવા માટે કોઈને સર્વસ્વ શરણ જવાની, કોઈના આશ્રય પર સદૈવ અવલંબીને રહેવાની કે કોઈની કૃપાની યાચના કરવાની બિલકુલ જરૂર નથી, પરંતુ તે માટે શુદ્ધ વિવેકની તથા માનવી સદ્‌ગુણોના ઉત્કર્ષની આવશ્યકતા છે. આ માર્ગમાં પંગુતા, દીનતા, પરાધીનતા વગેરે રાખ્યે ચાલશે નહીં. "તમારા જ સાચા પ્રયત્નથી તમને તમારા જીવનમાં યશ મળવાનો છે. તે માટે કોઈને સ્વાર્પણ કરવાની આવશ્યકતા નથી. પરાધીન ન થતાં, કોઈને સ્વાર્પણ ન કરતાં, ધૈર્યથી, વિવેકથી અને દૃઢતાથી વર્તી તમે તમારા જીવનની સિદ્ધિ પ્રાપ્ત કરી શકશો. મનુષ્યનાં શ્રદ્ધા અને સ્વાર્પણભાવ એ તેની ઉન્નતિની પરીસીમા નથી, પણ સદ્‌ગુણસંપન્નતા અને તેથી પ્રાપ્ત થનારી સ્વાધીન તથા નિરાલંબ સ્થિતિ ઉન્નતિની પરિસીમા છે." આ રીતે વિવેકીએ આ બાબત તેને વારંવાર સમજાવવી જોઈએ.

જેમ કોઈ હોશિયાર અને રોગીના આરોગ્યની ખંત રાખનાર પરોપકારી વૈદ્ય પોતા પાસે આવેલા રોગીને તેનો રોગ, તેનાં કારણો અને તેના ઉપચાર વગેરે સર્વ બાબતોનું જ્ઞાન આપી તેને રોગમુક્ત અને સ્વાધીન કરીને છૂટો થાય છે, પણ તેને ટાળીને છૂટો થવાની ઇચ્છા કરતો નથી, તે જ પ્રમાણે સાત્ત્વિક અને વિવેકી મનુષ્યે શ્રદ્ધાવાન વ્યક્તિની બાબતમાં વર્તવું જોઈએ.

બીજાનું હિત સદૈવ પોતાના હાથમાં રાખવું અથવા પોતાના હાથમાં છે એમ દર્શાવતા રહી, તેનો પોતા પરનો વિશ્વાસ તથા અવલંબન કાયમ રાખવાનો પ્રયત્ન કરવો એ અશુદ્ધ અને અધમ વૃત્તિ છે. તે જ પ્રમાણે ન્યાયપૂર્વક પોતા પર આવી પડેલી જવાબદારી ટાળતાં રહી, યોગ્ય વખતે આધાર ન આપવો અને તેને યોગ્ય માર્ગે ન લગાડવો તેમાંયે દોષ છે. માટે બધી બાજુથી વિચાર કરતાં આ વિષે એ જ યોગ્ય લાગે છે કે સાત્ત્વિક તથા વિવેકી મનુષ્યે સ્વાધીન રાખવાના હેતુથી કોઈના પર પ્રેમ-મૈત્રી દેખાડવાનો પ્રયત્ન કરવો નહીં, પરંતુ પોતામાં રહેલા સહજ સદ્‌ગુણોને લીધે બીજાને તેને વિષે જે આદર અને વિશ્વાસ ઉત્પન્ન થાય તેને પરિણામે જે વાજબી જવાબદારી પોતા પર પોતાની ઇચ્છા ન હોવા છતાંયે આવે, અને તે બીજો કોઈ પાર પાડી શકે એમ નથી એવી સ્થિતિ હોય, અને તે પાર પાડવાની પોતાની પાત્રતા પણ હોય, તો તે જવાબદારી પાર પાડીને જ તેમાંથી મોકળા થવું એ જ આવી સ્થિતિમાં યોગ્ય ગણાય. બીજાની પંગુતા પોતાને અસહ્ય લાગતી હોય અને તે પંગુતા દૂર કરવાની પાત્રતા તથા આત્મવિશ્વાસ પોતામાં હોય તો તે પંગુતા દૂર કરવી એ જ તે પંગુતાનો તેમ જ આપણી અસહ્યપણાની લાગણીનો સાચો ઉપાય છે. તે ઉપાય કરીને પોતે છૂટા થવું એ જ તે વખતે વિવેકી મનુષ્યનું કર્તવ્ય છે. આપણી પોતાની તેવી અવસ્થા હોત અને તેવે વખતે બીજાએ આપણી બાબતમાં ઉદાસીનતા, ઉપેક્ષા અથવા અલિપ્તતા દાખવી હોત તો આપણને કેવું લાગત, તેનો વિચાર કરી સાત્ત્વિક અને વિવેકી મનુષ્યે પોતાનું કર્તવ્ય ઠરાવવું જોઈએ.

કોઈ પણ પુરુષમાં અસાધારણ પ્રેમ તથા મૈત્રી દેખાતાં લોકો સ્વાભાવિકપણે તેના પ્રત્યે ખેંચાશે જ. તે સ્થિતિમાં તેઓ તેનો આશ્રય લેવા પ્રયત્ન કરશે અને સ્વાર્પણ પણ કરશે. એવે વખતે લોકોને સ્વાધીન રાખવાનો હેતુ ન હોય છતાં તેમની યોગ્ય જવાબદારી સ્વીકારવાનું તેની ઉપર સ્વાભાવિક રીતે આવી પડતું કર્તવ્ય છે. આવી સ્થિતિમાં મુક્ત રહેવાની ઇચ્છાથી જવાબદારી ટાળવામાં તેનો દોષ છે. સાચું જોતાં, પ્રેમ અને મૈત્રી વગેરે ભાવો હોવા છતાં મુક્ત રહેવાની ઇચ્છાથી જવાબદારી ટાળવાની વૃત્તિ – એમાં પરસ્પર વિરોધ છે. કારણ પ્રેમ, મૈત્રી વગેરે જેનામાં દેખાય છે, તે બીજાઓ માટે થોડુંઘણું સદૈવ સહન કરતો ન હોય તો તેવા ભાવો દેખાવા શક્ય નથી. અને, જો તે હમેશાં થોડુંઘણું સહન કરતો હોય તો તે, એ વિષે પોતાની કાંઈક જવાબદારી સમજે છે અને પોતાની શક્તિ અનુસાર તેને પાર પાડે છે, એવો અર્થ થાય છે. કર્મ સિવાય તેના પ્રેમ-મૈત્રી વગેરે ભાવો વ્યક્ત થવા શક્ય નથી. માટે તે ભાવો તેનામાં છે એમ જો બીજાને લાગે છે, તો તે બીજાઓ માટે સદૈવ થોડુંઘણું કરતો જ હોવો જોઈએ. એ સ્થિતિમાં મોકળા રહેવાને તેનો પ્રયત્ન ચાલુ છે એમ સમજવામાં કાંઈક ભૂલ હોવી જોઈએ. કદાચ એમ બને કે તેના પર વિશ્વાસ મૂકનારા લોકોની સર્વે અપેક્ષાઓ પૂરી કરવાની શક્તિ તેનામાં ન હોવાથી તે પૂરી કરવાનો ભાર તે ઉઠાવતો ન હોય. એમ હોય તો તેનું તેમ કરવું બરાબર જ છે. શક્તિબાહ્ય કામ માથે ન ઉઠાવવામાં જ વિવેક છે અને બન્નેનું કલ્યાણ છે. વિશ્વાસ રાખનાર પોતાની યોગ્યાયોગ્યતા અને બીજાની પરિસ્થિતિ સમજતો ન હોવાથી વિવેકરહિત અપેક્ષા રાખતો હોય, તો તેવી સ્થિતિમાં વિવેકી મનુષ્ય અપેક્ષિત જવાબદારી ઉઠાવી શકે એ શક્ય નથી. પ્રેમ-મૈત્રી વગેરે ભાવો હોય તેથી ગમે તેટલી કઠણ જવાબદારી પાર પાડવાની શક્તિ-પાત્રતા થોડી જ હોઈ શકે છે? માટે પોતાની કે બીજાની કોઈ પણ પ્રકારની અપાત્રતાને લીધે કોઈ શક્તિબાહ્ય જવાબદારી ઉઠાવતો ન હોય તો તે તેનો દોષ નહીં, પણ સદ્ગુણ જ છે એમ કહેવું જોઈએ.

શક્તિ પ્રમાણે તે પોતાનું કર્તવ્ય કરતો હોવો જોઈએ. તે પરથી જ તેનામાં રહેલા પ્રેમ-મૈત્રી વગેરે ભાવો દેખાતા હોવા જોઈએ. અને, જો કાંઈ યોગ્ય કર્મ કર્યા વિના તેનામાં તે ભાવો છે એમ લાગતું હોય, તો તે બધું લાગણીના મીઠા શબ્દોનો જ માત્ર ઊભરો છે એમ સમજવું જોઈએ. તે સ્થિતિમાં તે પ્રત્યેક જવાબદારી ટાળવા અને છૂટો રહેવા પ્રયત્ન કરે એવો સંભવ છે. પરંતુ આવી સ્થિતિમાં પ્રેમ-મૈત્રી વગેરે ભાવો છે એ વાત જ ખોટી હોવાથી, તે સિદ્ધ થઈ શકતી નથી. માટે, બંને દૃષ્ટિએ, બન્ને બાજુની યોગ્ય પરિસ્થિતિમાં વિવેકી અને સદ્ગુણી માણસ વાજબી જવાબદારી ટાળતો રહી મુક્ત રહેવાની ઇચ્છા કરે એવો સંભવ જણાતો નથી.

**निरहंकारपणे कर्म करता रहेवानी भावना**

આમાં હજુ થોડો ખુલાસો કરવાની જરૂર છે. શારીરિક, બૌદ્ધિક, માનસિક, આર્થિક કે કૌટુંબિક કોઈ અડચણને લીધે, પ્રતિકૂળ પરિસ્થિતિને લીધે અથવા કોઈ બાજુની અપાત્રતાને લીધે કોઈ પુરુષ જવાબદારી ઉઠાવતો ન હોય અને નિરર્થક બંધનમાં પડવાનું ટાળતો હોય, તો તેનું તેમ કરવું વિવેકને અનુસરીને જ છે. કોઈ પુરુષનું જીવનનું કાર્યક્ષેત્ર તદ્દન જુદું હોવાથી તેમ જ પહેલાંની જવાબદારીઓનો ઘણો ભાર હોવાથી બીજાઓએ અપેક્ષેલી નવી જવાબદારી તે ઉઠાવી શકતો ન હોય તો તે યોગ્ય જ છે. જવાબદારી ઉઠાવવાથી પોતાને મળતા મહત્ત્વને લીધે અહંકાર વધશે તેના ભયથી, અથવા ઉપાધિ વધશે તેની ધાસ્તીથી કોઈ પુરુષ જવાબદારી ટાળતો હોય તો તે યોગ્ય નથી. વિવેકી મનુષ્યે નિરહંકારપણે અને ઉદાત્ત હેતુથી સદૈવ કર્મ કરતા રહેવું જોઈએ. બાલનઃ નાનું કે મોટું, પરંતુ યોગ્ય, ઉચિત, આવશ્યક અને ધર્મ્ય કર્મ કરતાં કરતાં તેણે પોતાનું જીવન વ્યતીત કરવું જોઈએ. પોતાનો આધાર લેવા ઇચ્છા રાખનારમાં જે જે અતિશયતા હોય, તેની શરણાગતતા, નમ્રતા, દીનતા, ભાવનાશીલતા વગેરેમાં જે જે અતિરેક હોય તેની જીવનસિદ્ધિને માર્ગે આવશ્યકતા નથી, ઊલટું તેવી અતિશયતાઓ તેના માર્ગમાં બાધક

છે એ તેને વિવેકપુરઃસર સમજાવે તો સમર્પણ કરનાર અને સ્વીકારનાર બંનેનો કેટલોય માનસિક ભાર ઓછો થઈ શકે, અને તેને પરિણામે બન્નેનાં કર્મો વ્યવસ્થિત, નિર્વિઘ્ન અને મોકળેપણે ચાલી શકે. પછી અત્યંત શરણાગતભાવ રાખવાનેયે કારણ નહીં રહે અને બંધન કે ઉપાધિના ભયથી જવાબદારી ટાળતા રહેવાનેયે કારણ નહીં રહે.

પોતામાં પાત્રતા ન હોવા છતાં બીજાના ઉદ્ધારની જવાબદારી પોતાની સ્વાર્થી આકાંક્ષાથી ઊઠાવવી, અથવા પાત્રતા હોવા છતાં બીજાને યોગ્ય આધાર ન આપી પોતાની અલિપ્તતા રાખવાના હેતુથી જવાબદારી ટાળવી — એ બન્નેમાં પહેલી વસ્તુ વધારે ભયંકર છે, અને બીજીમાં યોગ્ય કાળે પોતાનું કર્તવ્ય ન ઓળખવાનો અને ટાળવાનો દોષ છે.

આ વિષયનો બધી બાજુથી વિચાર કરતાં આ પ્રમાણે લાગે છે. છતાં જવાબદારી ન ઊઠાવવાનું અને મુક્ત રહેવાની ઇચ્છા રાખવાનું ખરું કારણ તે વ્યક્તિ પોતે જ પોતાની અંતર્બાહ્ય સ્થિતિ શોધી યથાર્થપણે જાણી તથા કહી શકે.

## ૭
## જીવનનિર્વાહનો વ્યવસાય

જીવનસિદ્ધિ માટે ચિત્તશુદ્ધિની અને ચિત્તશુદ્ધિ માટે ચિત્તસ્થિરતાની જરૂર છે. એ માટે સારું વાચન, મનન, સંયમ, નિગ્રહ વગેરેની તેમ જ પોતાના જીવનનિર્વાહ માટે સદ્વ્યવસાયનીયે જરૂર છે. પોતાના નિર્વાહનો વ્યવસાય જો યોગ્ય ન હોય, તે ધર્મ્ય ન હોય, તો ચિત્ત તે બાજુથી હંમેશ અશુદ્ધ રહેવાનું. પોતાના ધંધાને સમાજના ધારણ, પોષણ અને રક્ષણના, એટલે ધર્મયુક્ત જીવનના મહત્ત્વના ભાગરૂપે સમજીને કરવો જોઈએ.

સમાજને કોઈ પણ પ્રકારે હાનિ પહોંચે એવી જાતનો ધંધો કરતાં કોઈ ધ્યાન, ભજન અને પૂજન વગેરેથી પોતાની ઉન્નતિ સાધવા ઇચ્છે

તો તે તેની ભ્રાંતિ છે. આપણું સમગ્ર જીવન શુદ્ધ માર્ગે ચલાવવાની પાત્રતા આપણામાં આવ્યા વિના આપણે જીવનસિદ્ધિ સાધી શકીશું નહીં. આ વાત આપણે સમજતા ન હોવાથી આપણી અવનતિ થયેલી છે. આપણે હમેશ સમાજદ્રોહ કરીએ છીએ, છતાં આપણે પોતાને ઈશ્વરભક્ત કે અધ્યાત્મ માર્ગે ચાલનાર સમજીએ છીએ. ધંધો અને ધર્મ એ વાતો તદ્દન જુદી જુદી છે એમ સમજ્યાનું આ પરિણામ છે.

જીવનસિદ્ધિનો વિચાર કરતી વખતે પોતાના ધંધાની ઉપયોગિતા અને પ્રામાણિકતાનો આપણે વિચાર કરવો જોઈએ. આ સાદી અને સરળ વાત આપણે સમજતા નથી; કારણ કે આપણે આપણું ધ્યેય હજુ બરાબર સમજ્યા નથી. ઉદ્યોગધંધાનો ધર્મ સાથે કશો સંબંધ નથી, તે જેમ ચાલતા આવ્યા છે તેમ જ ચાલતા રહેશે, તેમાં આપણે કશો ફેરફાર કરી શકીશું નહીં; વ્યવહારમાં અસત્ય કપટ રહેશે, તે વિના આપણું નહીં ચાલે; આપણામાં ધાર્મિક વૃત્તિ અને ભાવના હોય તો પોતાના સમાધાન માટે રોજ કંઈ ને કંઈ ધાર્મિક ક્રિયાકાંડ કરતા રહીએ એટલે બસ; તેથી આપણાં પાપોનો નાશ થશે, પુણ્ય પ્રાપ્ત થશે અને મરણોત્તર સદ્‌ગતિ મળશે એવી શ્રદ્ધા પરંપરાથી આપણામાં ચાલતી આવી છે. તેનું પરિણામ એ આવ્યું છે, કે આપણે બધા ધર્મ અને વ્યવહાર – બંને બાજુથી ભ્રષ્ટ થતા રહ્યા છીએ. આપણી દાનત દિવસે દિવસે વધારે હીન થતી ગઈ છે. ધાર્મિક નિરુપયોગી કર્મકાંડના નિમિત્તે આપણે બાહ્ય આડંબર, દંભ અને ધૂર્તતાનું પોષણ કરીએ છીએ. કર્મકાંડથી પરમેશ્વર સંતુષ્ટ થાય છે, પુણ્ય પ્રાપ્ત થાય છે, પાપમાંથી મુક્ત થવાય છે, એવી ખોટી શ્રદ્ધા રાખીને સમાજ સાથે પ્રામાણિક રહેવાનો વિચાર જ આપણે કદી કરતા નથી. ક્રિયાકાંડથી પ્રાપ્ત થતા પુણ્યના બળે ઇહલોકમાં અને પરલોકમાં આપણને સુખ જ મળશે એ શ્રદ્ધા પર આપણે સમાજ-દ્રોહ કરીએ છીએ. પાપ ચાલુ રાખવાં અને તેમાંથી મુક્તિના કાલ્પનિક ખોટા ઉપાય કરતા રહેવું એ મહાભ્રાંતિ આપણે જાણીબૂઝીને સેવેલી છે; તેથી ધૂર્ત અને દંભી લોકોની સ્વાર્થબુદ્ધિથી ધાર્મિક બાહ્ય આડંબરમાં

હંમેશાં ઉમેરો થતો ગયો છે. લાંબા વખતની આવી પરંપરાને લીધે આપણે આ જ સ્થિતિમાં જીવન ગાળતા હોવાથી આપણું અને સમાજનું નુકસાન થયું છે એવું સમજતા હોવા છતાં તે પરંપરા આપણે તોડી શકતા નથી, આપણી ખોટી શ્રદ્ધાને છોડતા નથી અને સમાજદ્રોહમાંથી નીકળી શકતા નથી. પરંતુ ચિત્તમાં પોતાના શ્રેયની ખરી ઇચ્છા જાગ્રત થાય અને તે માટે મન ઉત્કંઠાવાળું થાય તો હિંમત રાખીને આપણે આ મહાભ્રાંતિમાંથી નીકળવું જોઈએ અને જીવનસિદ્ધિનો સાચો માર્ગ ધારણ કરવો જોઈએ.

સત્યથી વહેવાર ચાલતો નથી, કપટ કર્યા વગર પૈસા મળતા નથી એ સમજણ ખોટી છે. સત્ય પર શ્રદ્ધા રાખીને આપણે કદી અનુભવ લેતા નથી, પણ શરૂઆતથી જ સત્ય વિષે કાલ્પનિક ભય રાખીને આપણે અસત્યથી વહેવાર કરીએ છીએ અને તેના સમર્થન માટે વ્યવહારશાસ્ત્રમાંથી સત્યથી વિરુદ્ધ સિદ્ધાંત માંડીએ છીએ. જીવનને આ જાતનું વલણ લાગુ પડી જવાથી ઉત્તરોત્તર તે દૃઢ થતું ગયું છે અને આખરે તે આપણો સ્વભાવ બની ગયું છે. પણ થોડી હિંમત રાખીને સત્ય પર શ્રદ્ધા રાખીએ અને વહેવારને જરૂરી એવા બીજા અનેક સદ્‌ગુણો અને કૌશલથી તે ચલાવીએ તો થોડા દિવસોમાં જ આપણી ખાતરી થશે કે, અસત્ય કરતાં સત્યથી વહેવાર ચલાવવામાં આપણું અને સમાજનું અનેક બાજુએથી કલ્યાણ છે. માણસ જગતમાં બીજાઓ તરફથી પ્રેમ, વિશ્વાસ, આદર અને સદ્‌ભાવ ઇચ્છે છે. આ તેને અસત્યથી પ્રાપ્ત થશે કે સત્યથી? જેના પર બધા પ્રેમ, વિશ્વાસ, આદર અને સદ્‌ભાવ રાખે તેને આ દુનિયામાં સદ્‌વ્યવસાયથી નિર્વાહ ચલાવવો અશક્ય કે કઠણ છે શું? વહેવારમાં આપણો સંબંધ પ્રામાણિક માણસ સાથે આવે એમ આપણે ઇચ્છીએ છીએ કે અપ્રામાણિક માણસ સાથે? અને પ્રામાણિક માણસ સાથે આવે એવું જો બધાને લાગે છે તો પ્રામાણિકપણે વ્યવસાય કરનારને વહેવારમાં સફળતા મળતી નથી એવું આપણે શેના પરથી ઠરાવીએ છીએ?

સત્યથી ચાલનાર માણસ પર દરેક જણ વિશ્વાસ રાખે છે અને એ પ્રમાણે ચાલવાથી આપણે પણ બીજાના વિશ્વાસપાત્ર બનીએ એમ જાણતા છતાં આપણે કપટનો માર્ગ લઈએ છીએ તેનાં કારણોમાં આપણા પર તે વિષેના પડેલા ખોટા સંસ્કારો, કુસંગ અને જીવનને તે જાતનું પડી ગયેલું અનિષ્ટ વલણ છે એમ લાગે છે. પરંતુ દુનિયામાં આપણે બધી બાજુથી સફળ થવું હોય તો તે વાત અસત્ય, કપટ વગેરે દુર્ગુણોથી કદી સિદ્ધ નહીં થાય, પણ ગમે ત્યારે સત્યથી સિદ્ધ થશે એમાં શંકા નથી. અસત્યનો આશ્રય એ ખરેખર આશ્રય જ નથી, પણ તે આપણને અને સમાજને ડુબાડનારો એક મોહ છે એમ આપણે સમજવું જોઈએ. જેઓ શ્રેયાર્થી છે તેમણે તો તે વિષે દૃઢ નિશ્ચય કરીને અસત્ય ટાળવું જોઈએ.

માણસને સુખની ઇચ્છા છે, તેટલી જ તેને ઉન્નતિનીયે ઇચ્છા હોવી જોઈએ. પરંતુ કેવળ બાહ્ય ઇન્દ્રિયો દ્વારા સુખી થવા પાછળ તે એટલા વેગથી લાગ્યો છે કે તે વેગ આગળ તે પોતાની ઉન્નતિની ઇચ્છા અને જરૂરિયાત ભૂલી ગયો છે, અથવા એમ પણ હોવાનો સંભવ છે, કે તેને હજુ તે વિષે પૂરી જાગૃતિ આવી નથી. આપણું અને આપણા કુટુંબનું જેમતેમ ભરણપોષણ થાય અથવા કુટુંબ સાથે આપણને સુખ-વિલાસમાં રહેતાં આવડે એટલે બસ, એવી મનોભૂમિકા પર આપણે બધા આજે છીએ. પણ આપણે થોડો વિચાર કરીએ તો આપણને સમજાશે, આપણને ખાતરી થશે કે માનવજીવન આટલા ક્ષુદ્ર સુખ માટે મળેલું નથી. માણસને મળેલાં ઇન્દ્રિયો, મન, બુદ્ધિ અને ચિત્તનો થયેલો વિકાસ, તેની સામાજિક અને આર્થિક સ્થિતિ, તેને પ્રાપ્ત થયેલું જુદું જુદું શાસ્ત્રીય જ્ઞાન — એ બધાં દ્વારા તેણે આટલું ક્ષુદ્ર સુખ મેળવીને સમાધાન માનવું એ વાત તેની માનવતાને શોભા આપનારી નથી. કેવળ પોતાની અને કુટુંબની જરૂરિયાતો પૂરી કરવામાં જ તે પોતાને ધન્ય માની લે તો તેમાં તેના જ્ઞાનની અને પ્રાપ્ત થયેલી શક્તિઓની અને અનુકૂળ પરિસ્થિતિની શ્રેષ્ઠતા શી? સાચું પૂછતાં તે બધાનો શક્ય તેટલો સદુપયોગ કરીને તેણે પોતાની

માનવતાની વૃદ્ધિ કરવામાં જ ધન્યતા માનવી જોઈએ. પ્રામાણિકપણે સદ્વ્યવસાય કરીને પોતાનું તથા કુટુંબનું ધારણ-પોષણ અને રક્ષણ કરતાં આપણને આવડવું જોઈએ. તે સાથે આપણાં બધાંની સત્ત્વસંશુદ્ધિ થતી રહે એવા પ્રયત્નમાં આપણે હમેશાં રહેવું જોઈએ. તે સંશુદ્ધિ માનવી ગુણોના ઉત્કર્ષથી થઈ શકશે. જીવનની સિદ્ધિ તેમાં છે. તે માટે આપણને સમાજોપયોગી અને સમાજહિતકર એવા પવિત્ર ઉદ્યોગની આવશ્યકતા છે.

## ૮

# નામસ્મરણનું યોગ્ય મહત્ત્વ

[ આ સંવાદ ઈ. સ. ૧૯૩૪માં ભાવિક જિજ્ઞાસુ સાથે કાશીમાં થયેલો. ]

ભાવિક — તમારા એકંદર બોલવા પરથી જણાય છે કે, અનેક પ્રકારના દેવદેવતાઓ તથા તેમની કથાઓ પર તમને શ્રદ્ધા નથી; પણ નામસ્મરણ પર તો તમારી શ્રદ્ધા છેને?

ઉત્તર — નામસ્મરણ પર શ્રદ્ધા એટલે કેવા પ્રકારની શ્રદ્ધા?

ભાવિક — આપણા ધાર્મિક ગ્રંથોમાં જે જાતની શ્રદ્ધા કહી છે તેવી.

ઉત્તર — તે જાતની એટલે કેવી તે જરા સ્પષ્ટતાથી કહો તો સારું.

ભાવિક — ગ્રંથોમાં રામનામનો ઘણો મહિમા કહેલો છે. રામનામ કે પરમેશ્વરવાચક કોઈ પણ નામમાં અતિ સામર્થ્ય છે એમ તેમાં કહ્યું છે, અને તે ઠસાવવા માટે અજામિલ, ગણિકા વગેરેની જુદી જુદી કથાઓ કહેલી છે. તેવા પ્રકારનાં નામસામર્થ્ય અને મહિમા પર તમારો વિશ્વાસ છે કે નહીં?

ઉત્તર — તેવા સામર્થ્ય પર મારો વિશ્વાસ નથી. પણ બીજી રીતે ચિત્તશુદ્ધિના બાહ્ય સાધન તરીકે નામસ્મરણની મદદ લઈ શકાય છે એવો મારો વિશ્વાસ છે.

ભાવિક — આ તમારા કથનનો પરસ્પર વિરોધ મારા લક્ષમાં આવતો નથી માટે તમારું કહેવું વધારે સ્પષ્ટપણે સમજાવો.

ઉત્તર — ગ્રંથોમાં જે પ્રકારનું સામર્થ્ય રામનામમાં છે એમ તમે સમજો છો એ પર મારો વિશ્વાસ નથી એ મેં તમને પહેલાં જ જણાવી દીધું. તેમાં વધારે સ્પષ્ટ કરવાપણું રહેતું નથી. તેમ જ અજામિલ વગેરેની કથાઓને સત્ય ઇતિહાસ એટલે બનેલી વાતો તરીકે હું માનતો નથી.

ભાવિક — એમ તમે કેમ કહી શકો ? નામસ્મરણનો જે મહિમા અને સામર્થ્ય આપણા ગ્રંથોમાં વર્ણવ્યાં છે તે પર વિશ્વાસ ન હોવો એ નાસ્તિકતાનું લક્ષણ છે. તે વર્ણન ઉપર પ્રત્યેક હિંદુનો વિશ્વાસ હોવો જોઈએ.

ઉત્તર — ઈશ્વરવાચક નામના સ્મરણ પર વિશ્વાસ રાખવાનો બોધ કેવળ હિંદુ ધર્મમાં જ નહીં પણ સર્વે ધર્મોમાં આપેલો છે. નામસ્મરણ પર વિશ્વાસ ન હોવામાં કેટલું નાસ્તિકપણું છે તેની ચર્ચા હમણાં હું કરીશ નહીં. પણ તમે ઇચ્છો છો તેવો વિશ્વાસ મને નથી છતાં હું નાસ્તિક નથી, એવું હું મારે વિષે કહી શકું છું. અને એથી આગળ જઈ એમ પણ કહેવા ઇચ્છું છું કે, ગ્રંથોમાં વર્ણવેલા મહિમા અને સામર્થ્ય પર જેમ મને વિશ્વાસ નથી તેમ, બરાબર તપાસશો તો તેના પર તમને પણ નથી અને આ કાશીક્ષેત્રમાં કોઈનેયે નથી, એમ જણાઈ આવશે.

ભાવિક — તમે આ ગમે તેમ શું બોલી રહ્યા છો ? તમને વિશ્વાસ ન હોય તો નથી એમ ભલે તમે કહો, પણ તે સાથે જ બીજાઓનેય નથી એ તમારું કહેવું જરા પણ બરાબર નથી.

ઉત્તર — મારું કહેવું તદ્દન બરાબર છે. અને તે કેવી રીતે બરાબર છે એ તમારા ધ્યાનમાં લાવવા પ્રયત્ન કરીશ. ગ્રંથોમાં નામસ્મરણનું અધિકમાં અધિક શું સામર્થ્ય કહ્યું છે વારુ ?

ભાવિક — કોઈ ગમે તેવો પાપી હોય પણ જો તે કેવળ એક વાર રામનામનો ઉચ્ચાર કરે તો માત્ર એક વખતના નામસ્મરણથી તેનાં

પાપોનો સર્વ રાશિ બળી જાય છે, જેમ જરાક જેટલોયે અગ્નિ ઘાસની મોટી ગંજીને બાળી નાખે છે તેમ. અગ્નિ જાણ્યેઅજાણ્યે ઘાસને લાગે તોયે તેને બાળી નાખશે. આ જ રીતે નામસ્મરણ કરનારનું પાપ નાશ પામે છે અને તેના પુણ્યનો એટલો સંચય થાય છે, જેને સીમા નથી.

ઉત્તર — મારી તો એવા પ્રકારની શ્રદ્ધા નથી એ મેં પહેલાં જ કબૂલ કરેલું છે. તમારી આ સામર્થ્ય પર શ્રદ્ધા છે ને?

ભાવિક — છે એટલે? હું તમારા જેવો આ બાબતમાં નાસ્તિક નથી.

ઉત્તર — એ તો તમારા બોલવાની દૃઢતા પરથી જ જણાઈ આવે છે. ખેર. પણ, હવે હું તમને પૂછું છું. એક અત્યંત દુરાચારી માણસ છે. જાત જાતના દુરાચારો — ચોરી, જૂઠ, વિશ્વાસઘાત, દગો, ક્રૂરતા વગેરે માટે તેને અનેક વાર શિક્ષા થઈ ચૂકેલી છે. આવા માણસ પાસે હું એક વાર નહીં, હજાર વાર તમારી સમક્ષ રામનામ લેવડાવું. એક વાર નામ લેવાથી પાપોનો રાશિ બળી જાય અને તે માણસ નિષ્પાપ થાય છે, તો હજાર વાર નામ લીધા પછી તેની નિષ્પાપતા વિષે શંકા લેવાને જરાયે કારણ રહેશે નહીં. ઊલટું તેનાં પુણ્યોનો સંચય થશે. તો, આવી રીતે તમારી સમક્ષ નિષ્પાપ અને પુણ્યવાન થયેલા મનુષ્યને, ગ્રંથોના હિસાબ પ્રમાણે જોતાં, હજાર ગણા પવિત્ર થયેલાને તમે તમારા કુટુંબમાં આશ્રય આપવા, કેવળ તેને નોકર તરીકે રાખવા તૈયાર થશો કે? તમારાં સ્ત્રીપુત્રાદિ પરિવારને તેના પર વિશ્વાસ રાખવા કહેશો કે? ગ્રંથોની આવી વાતો અને હિસાબો પર મારો વિશ્વાસ ન હોવાથી હું તો તે માણસને ઘરમાં ન રાખી શકું. પરંતુ તમારી નામમહિમા પર શ્રદ્ધા હોવાથી એવા માણસને તમારા ઘરમાં સ્થાન આપવાને તમારે સહેજે આનંદપૂર્વક તૈયાર રહેવું જોઈએ. ગ્રંથમાં કહ્યા કરતાં વધારે પ્રાયશ્ચિત તેણે લીધા બાદ તમે તેને ઘરમાં રાખશો ને?

ભાવિક — ના, હું તેને મારા ઘરમાં, મારાં સ્ત્રીપુત્રપરિવારમાં રાખવાને તૈયાર ન થાઉં અને તેના પર વિશ્વાસ રાખવાને કોઈને ન કહી શકું.

ઉત્તર — ભલે, આ કાશીક્ષેત્રમાંયે તેને આશ્રય આપનાર કોઈ તૈયાર થાય એમ તમને લાગે છે?

ભાવિક — કોઈ તૈયાર થાય એમ લાગતું નથી.

ઉત્તર — ત્યારે આ વિષે હુ, તમે અને આ કાશીક્ષેત્રના બધાયે લોક એકસરખા મતના છીએ એમ થયું. ત્યારે હું જ એક નાસ્તિક અને તમે બધા અસ્તિક એમ તમે કેમ કહો? રામનામનાં મહિમા અને સામર્થ્ય મોઢેથી કહેવાં અને પ્રત્યક્ષ વ્યવહારમાં તે પર વિશ્વાસ ન હોય એમ વર્તવું, એ જ શું આસ્તિકતાનું લક્ષણ સમજવું કે? એક વાર રામનામ લેવાથી મનુષ્ય પવિત્ર થાય છે એવો તમારો વિશ્વાસ છે તો તે પ્રમાણે પ્રત્યક્ષ વર્તવાનો પ્રસંગ આવતાં તમને તે વિષે શંકા શું કામ આવવી જોઈએ? ખેર. એકંદરે, વર્તનની બાબત તપાસતાં ગ્રંથોની વાતો પર આપણો કોઈનો વિશ્વાસ નથી. ફક્ત વાદવિવાદ માટે આપણે જે વિશ્વાસ બતાવીએ તે ખરો વિશ્વાસ છે એમ કહેવાય નહીં. ભલે, તમે તે માણસને ઘરમાં ન રાખો તેમાં કાંઈ તમે ભૂલ કરો છો, એમ તમને ક્યારેય લાગવાનો સંભવ છે શું?

ભાવિક — એવો સંભવ લાગતો નથી. એ જ ડહાપણ છે એમ મને લાગશે. પણ હવે મને પ્રશ્ન ઊઠે છે કે, ત્યારે ગ્રંથોમાં આવી રીતનું વર્ણન કરવાનું અને આવી કથાઓ લખવાનું કારણ શું? શું આ બધી કથાઓ ખોટી કે?

ઉત્તર — પહેલી વાત. ગ્રંથોની કથાઓ ઇતિહાસ એટલે બનેલી વાતો એમ આપણે સમજીએ છીએ, એ પહેલી ભૂલ છે. એકાદા સારા તત્ત્વનો રસ લોકોને લગાડવા માટે તેવા પ્રકારની રોચક વાતો લખવી પડે છે. એમ લખવામાં કેટલાક પ્રસંગોમાં લેખકથી અતિશયતાયે થાય છે. પરમેશ્વરનું નામ લેવું એ સારી વાત છે. તે સારાપણું કાલ્પનિક વાત દ્વારા ઠસાવવાનો ગ્રંથકારનો પ્રયત્ન હોય છે. તે પ્રયત્નમાં ગ્રંથકાર યથાર્થતા અને સુસંગતિનું ભાન ભૂલી જાય છે, અને તેને પરિણામે ઘણી કથાઓમાં

અતિશયતા અને વિસંગતતા થયેલી દેખાઈ આવે છે. અથવા એમ પણ હોવાનો સંભવ છે કે, જે સમયમાં આ કથાઓ લખાઈ તે સમયે લોકમાનસ પર આવી જાતની અતિશયતાવાળી રોચક કથાઓનું કાંઈક ઇષ્ટ પરિણામ થતું હશે. નાનાં બાળકો માટે જે વાતો લખાય છે તે બધી સાચી હોય છે એવું નથી. જે વાતોમાં અદ્દભુતતા, વિચિત્રતા હોય તથા કાંઈક ચમત્કાર હોય તેવી વાતો બાળકોને આકર્ષક લાગે છે. કેટલાક લોકોની મનઃસ્થિતિ મોટપણમાંયે બાળકો જેવી જ હોય છે. તેમને પણ અદ્દભુતતા સિવાય વાતોમાં રસ લાગતો નથી. પરંતુ અજ્ઞાન જતાં જેમ જેમ માણસમાં જ્ઞાન આવતું જાય છે તેમ તેમ યથાર્થ, જ્ઞાનપ્રધાન, સુસંગત અને સંભવનીય વાતો તેને સારી લાગવા માંડે છે. શાસ્ત્રીય દૃષ્ટિએ જે વાતો સત્ય ઠરે તેને જ માનવાની વૃત્તિ તેનામાં આવે છે. એટલે કે, જેમ જેમ જ્ઞાન વધે છે તેમ તેમ મનુષ્ય જ્ઞાનની ઉપાસના તરફ વળે છે. માનવ મનનો આવી જાતનો વિકાસક્રમ ધ્યાનમાં લેતાં જણાય છે કે, જે સમયે આવી જાતની રોચક અને અતિશયતાપૂર્ણ કથાઓ લખાઈ તે સમયે લોકમાનસ આવી વાતોને સત્ય માનવાવાળું અને તેમાં રસ લેવાવાળું હોવું જોઈએ. તેમાંથી જ તે સમયના વાતાવરણ પ્રમાણે તેમને કાંઈ સારી વાતોનો સંસ્કાર પડ્યો હશે. આજેયે નાટકો અને નવલકથાઓમાં છત્રપતિ શિવાજી, રાણા પ્રતાપસિંહ વગેરે પાત્રોને લેખકો પોતાની મનોભાવના પ્રમાણે રંગે છે. તે પરથી તે પુરુષોનાં જીવન તે લેખકોએ રંગ્યા પ્રમાણે જ હતાં એમ કોઈ આગ્રહપૂર્વક કહે તો તે યોગ્ય થશે કે? આ જ વિચારસરણી ધાર્મિક ગ્રંથો વિષે લગાડી જુઓ એટલે તેમાંની કથાઓ ખરી કે ખોટી તેનો નિર્ણય તમે કરી શકશો.

અજામિલની વાત તમે ઉદાહરણરૂપે લીધેલી છે. પણ તે વાતને તમે ક્યારેય વિવેકથી તપાસી જોઈ છે? એ વાતની સંભવનીય-અસંભવનીયતાનો વિચાર, તે વિષે શંકા પણ તમારા મનમાં આવી છે શું? અજામિલ અત્યંત પાપી હતો; તેણે મરતી વખતે નારાયણ નામના પોતાના પુત્રને હાક મારી. તે હાક સાંભળતાં જ સાક્ષાત્ ભગવાનને લાગ્યું કે તે પોતાને

જ બોલાવે છે અને તેથી તેઓ પોતે તેની સમક્ષ આવીને ઊભા રહ્યા. અત્યંત પાપી અજામિલ પુત્ર નિમિત્તે ઉચ્ચારેલા 'નારાયણ' એવા નામથી વૈકુંઠમાં ગયો એ બતાવતો અને નામસ્મરણનો મહિમા ઠસાવતો કથાનો અંત આવ્યો છે. આ વાત સત્ય ઇતિહાસ તરીકે માનવી કે કથા માનવી? તે જ પ્રમાણે તેમાં દેખાઈ આવતી વિસંગતતા અને અપ્રયોજકતા માટે કોને જવાબદાર સમજવા એ પણ એક પ્રશ્ન છે. સત્ય માનીએ તો એ દોષ ભગવાનને માથે આવે છે અને તે કથા છે એમ માનીએ તો દોષ લેખકનો છે એમ સમજાય છે. સર્વાંતર્યામી અને સર્વના મનને ઓળખનાર ભગવાન, અજામિલ તેના પુત્રને બોલાવે છે કે પોતાને, એટલુંયે સમજી શકે નહીં? વાત સત્ય માનીએ તો આવો પ્રશ્ન ઉત્પન્ન થાય છે. અને તે કથા છે એમ કહીએ તો નામસ્મરણનો મહિમા ઠસાવવાના પ્રયત્નમાં ભગવાનને કેટલી ભૂલવાળા ગણીએ છીએ એનું ભાન લેખકને રહ્યું નહીં એમ કહેવું પડે છે. એક વાર પુત્રના નિમિત્તે લીધેલા નામથી મહાન પાપી પણ જો વૈકુંઠ જાય છે તો ત્યાર પછી તે વખતથી માંડીને અત્યાર સુધીમાં અસંખ્ય સારા માણસો ભાવભક્તિથી સદૈવ નામસ્મરણ કરતા છતાં તેમાંના એકનેયે વૈકુંઠમાં લઈ જવાને વિમાન લઈ આવવાનું ભૂલથીયે એક વાર પણ ભગવાનને કેમ સમજાયું નહીં? એટલે વિચાર કરતાં આવી જાતની બધી અદ્ભુત કથાઓમાં કેટલીયે અપ્રયોજકતા, વિસંગતિ અને અતિશયતા વગેરે દોષો દેખાઈ આવે છે. તેથી વિવેકી માણસ આ બધી કથાઓને ઇતિહાસ ન માનતાં ઈસપનીતિની વાતો પ્રમાણે તેમાંથી તાત્પર્ય શોધી કાઢવાનો પ્રયત્ન કરે છે. અતિશયતા, વિસંગતિ, અસંભવનીયતા વગેરે દોષો છોડી દઈને નીતિ, સદાચાર, સદ્‌ગુણ વગેરેની દૃષ્ટિએ આપણા ધાર્મિક ગ્રંથોની વાતોનો વિચાર કરતાં આપણને આવડે — તેમાંથી યોગ્ય તાત્પર્ય કાઢતાં આપણે શીખીએ તો તેમાંથી જ કેટલોયે બોધ આપણને મળે તેમ છે. માનવી જીવનનાં કેટલાંયે મહાન સૂત્રો તેમાંથીયે આપણને મળે તેમ છે. પણ આ બધી વાત સાધવા માટે તેમાંથી આપણને શોધન કરતાં આવડવું જોઈએ.

ખેર. હવે હું ફરીને નામસ્મરણના મૂળ મુદ્દા પર આવું છું. શોધન કરતાં ધ્યાનમાં આવે છે કે, મારી, તમારી કે કોઈનીયે ગ્રંથમાં કહ્યા પ્રમાણે નામસ્મરણ પર શ્રદ્ધા નથી. હું તો કેવળ નામસ્મરણને મહત્ત્વ આપતો નથી. હું માણસના નૈતિક આચરણને મહત્ત્વ આપું છું. નામ લેનારા દુરાચારી મનુષ્યના કરતાં નામ ન લેનાર પ્રામાણિક અને સદાચારી માણસને હું શ્રેષ્ઠ સમજું છું. તે નામસ્મરણ કરે છે કે નહીં અથવા કેટલી વાર કરે છે એ જોવાની મને જરૂર લાગતી નથી. તેનામાં સત્ય, મૈત્રી, દયા, પ્રામાણિકતા, સરળતા, ઉદારતા, કર્તવ્યનિષ્ઠા વગેરે સદ્‌ગુણો છે કે નહીં એ જોઈને હું તેનામાં વિશ્વાસ કે અવિશ્વાસ રાખું છું. તમે પણ કોઈની સાથે વર્તતાં આ જ વસ્તુને જોતા હશો; અને બીજા માણસો પણ કોઈ પર વિશ્વાસ મૂકવામાં આ જ જાતનું ધોરણ રાખે છે. વિશ્વાસ રાખવાની બાબતમાં નામસ્મરણને કોઈ મહત્ત્વ આપતું નથી, એ હું અનુભવથી જાણું છું.

કેવળ નામસ્મરણથી કોઈયે પાપમાંથી છૂટી શકતું નથી, પણ માણસ પશ્ચાત્તાપથી પાપમાંથી છૂટી શકે છે. પશ્ચાત્તાપ સિવાય લીધેલા રામનામમાં કશો અર્થ નથી. પશ્ચાત્તાપ વિના લીધેલું રામનામ માણસને ભાવી દુષ્કૃત્યમાંથી બચાવી શકતું નથી. અંતરનો ખરો પશ્ચાત્તાપ પાપને બાળી નાખે છે, એટલું જ નહીં પણ પાપના મૂળનેય તે બાળી શકે છે. પશ્ચાત્તાપ પછી ભાવપૂર્વક લીધેલું નામ પશ્ચાત્તાપથી આવેલી શુદ્ધિને કાયમ રાખવામાં ઉપયોગી થાય છે, ચિત્તના પવિત્ર સંકલ્પને બળ આપે છે. પરંતુ પાપ માટે તીવ્ર પશ્ચાત્તાપ અને ફરીથી પાપ તરફ ન જવાનો નિર્ધાર માણસના મનમાં દૃઢપણે હોય તો જ આ બધી વાત બની શકે છે.

ઘણા લોકો રામનામ લે છે, પરંતુ તે લેવામાં બધાના હેતુ સરખા નથી હોતા. ભિખારી, દંભી અને ભક્ત ત્રણે નામ ભૂલતા નથી. પરંતુ એ ત્રણેના મૂળ હેતુમાં કેટલું અંતર હોય છે? નામના આધારે એક ચાર પૈસા મેળવે છે, બીજો તેના પર દંભ ચલાવે છે, અને ત્રીજો તે જ નામની મદદથી પોતાની ચિત્તશુદ્ધિ સાધે છે. નામ એક જ

છતાં દરેકને તેના હેતુ પ્રમાણે તેનાથી જુદી જુદી સિદ્ધિ મળતી હોય છે; કારણ નામમાં કોઈનેયે સ્વતંત્રપણે પવિત્ર કરવાનું સામર્થ્ય નથી. એટલે કેવળ નામને મહત્ત્વ ન આપતાં, તેનો મહિમા ન વધારતાં તેને લેનારના હેતુની પવિત્રતા અને ઉદાત્તતાને મહત્ત્વ આપતાં શીખવું જોઈએ. માણસની પરીક્ષા તેના જીવનના હેતુ પરથી અને તે સિદ્ધ કરવાનાં તેનાં સાધન અને પદ્ધતિ પરથી આપણે કરવી જોઈએ. નામસ્મરણ ચિત્તશુદ્ધિ માટે સૌથી શ્રેષ્ઠ અને સહેલું સાધન છે એમ મનાયું છે, પણ આત્મપરીક્ષણથી જે પોતાનો દોષ શોધી કાઢતો હશે, તે દોષ માટે જેને પશ્ચાત્તાપ થતો હશે, લજ્જા થતી હશે, અને દોષોમાંથી પોતાના મનને દૂર રાખીને પોતાની શુદ્ધિ સાધવાનો જેનો અનેક બાજુથી સતત પ્રયત્ન ચાલુ હશે, સદ્‌ગુણી અને સદાચાર-સંપન્ન થવામાં જ જે જીવનની ધન્યતા માનતો હશે, તે જ પોતાના હેતુની સિદ્ધિમાં નામસ્મરણનો કાંઈ ઉપયોગ કરે તો થઈ શકે એમ છે. મનુષ્યને પોતાના ચિત્તની શુદ્ધિ માટે તે જાતનો દૃઢ હેતુ – દૃઢ સંકલ્પ હોવો જોઈએ. સંકલ્પના બળ પર તેની દૃઢતા અવલંબે છે સંકલ્પના સાતત્ય સિવાય સંકલ્પમાં બળ આવી શકતું નથી. સદૈવ જાગૃતિ સિવાય સાતત્ય રહી શકતું નથી. જાગૃતિ માટે કાંઈક બાહ્ય સ્થૂળ સાધનની જરૂર હોય છે. સાધન પ્રત્યે પાવિત્ર્યની ભાવના હોવી જોઈએ. નામ જેટલું પવિત્ર લાગનારું, સહેલું, સરલ, શ્રમ વગરનું, ખર્ચ વગરનું બીજું સાધન હજુ સુધી જડ્યું નથી. તે ચોરાઈ જવાનો ભય નથી તેમ જ તે બગડી જવાનો ભય નથી. આવું આ નામનું સાધન છે. પરંતુ આ બધું સમજતાં છતાં આ વાત કયારેય ન ભૂલવી જોઈએ કે કેવળ નામમાં કશી શક્તિ નથી. માનવી મનમાં ચિત્તશુદ્ધિ અને ઉન્નતિની ઇચ્છા પ્રબળપણે ઊઠી હોય અને તે ઇચ્છા સાથે હેતુની દૃઢતા, સંકલ્પનું બળ વધતું હોય તો જ નામનો કાંઈક ઉપયોગ થઈ શકે; નહીં તો તેનો કશો ઉપયોગ નથી. પૂજા, મંત્ર, જપ, પ્રાર્થના, સ્તવન, તીર્થાટન, પ્રદક્ષિણા અને તે પ્રમાણે નામસ્મરણ વગેરે બધામાં ચિત્તને જાગ્રત કરીને પોતાના પવિત્ર સંકલ્પમાં બળ લાવવાનો ઉદ્દેશ

હોવો જોઈએ. સંકલ્પની સતત સ્મૃતિ માટે ચિત્તને કાંઈક બાહ્ય સ્થૂળ સાધનની જરૂર હોય છે. તે માટે નામસ્મરણ એ બધામાં સહેલું સાધન છે. આપણા જીવનના શુદ્ધ હેતુની સિદ્ધિ માટે આ બધાંનો કાંઈ ઉપયોગ થઈ શકતો હોય તો જ તેની કાંઈ કિંમત છે. તેમ થતું ન હોય તો જીવનની શુદ્ધિની દૃષ્ટિએ આ બધાંની કિંમત શૂન્ય છે. શુદ્ધ હેતુ હોય તો આ સાધન સિવાય પણ માણસ શુદ્ધિ પ્રાપ્ત કરી શકે છે. અને તેનો તેવો હેતુ ન હોય તો કેવળ બાહ્ય સાધનોનો કશો ઉપયોગ નથી; કારણ કે તેમાં માણસનો ઉદ્ધાર કરવાનું સ્વતંત્રપણે સામર્થ્ય નથી. તેમાં તેવું સામર્થ્ય ખરેખર હોત તો રામનામ લેનારા ભિખારી, દંભી અને આપણા બધાનો આજ સુધીમાં ઉદ્ધાર થયા સિવાય રહ્યો હોત કે!

## ૯

## ચમત્કારનો ભ્રમ

દરેક વિચારી માણસ જાણે છે કે કારણ વગર કાર્ય બનતું નથી. સૃષ્ટિમાં નાનામોટા જે જે બનાવો બને છે તે બધાની પાછળ કારણ-પરંપરા હોય છે. સૃષ્ટિમાંની અથવા આપણી અંદરની કોઈક અસાધારણ ઘટનાની પાછળનો કાર્યકારણભાવ જ્યારે આપણે જાણી શકતા નથી, ત્યારે આપણે તેને ચમત્કાર કહીએ છીએ. આજે જગતમાં વાયરલેસ, ટેલિફોન, રેડિયો વગેરેની ઘણી મોટી વિલક્ષણ શોધો થઈ છે, પરંતુ તેને કોઈ ચમત્કાર કહેતું નથી; કારણ કે તેની પાછળના કાર્યકારણભાવને આપણે પોતે જાણતા ન હોઈએ, તોપણ તે શાસ્ત્રના અનેક શોધક અને અભ્યાસી લોકો તેને જાણે છે, એની આપણને ખબર છે. આ બાબતો ભૌતિક વિષયની હોવાથી તેમાં આપણે કશું દૈવીપણું સમજતા નથી. શરીર અને બુદ્ધિનું અસાધારણ સામર્થ્ય જોઈએ તો તેમાં આપણને ચમત્કાર જેવું લાગતું નથી. કોઈ સ્થિતિમાંયે સજ્જન માણસની શાંતિ ટળતી ન હોય અથવા શીલ માટે કોઈ આકરી મુસીબતો સહન કરતું

હોય, તો તે જોઈને આપણને તેમાં દૈવી ચમત્કાર લાગતો નથી. મદારી કે જાદુગરના પ્રયોગો જોઈને ચમત્કાર લાગે છે, પણ તેમાં દૈવીપણું જણાતું નથી. જ્યારે કાર્યકારણભાવ વિષે અજ્ઞાન હોય છે, ત્યારે કોઈ વિલક્ષણ ઘટના વિષે અદ્ભુતતા જણાય છે, ચમત્કાર પણ જણાય છે પરંતુ તેમાં દૈવીપણાની ભાવના થતી નથી. પણ જ્યારે આપણા ચિત્તમાં ભક્તિભાવ હોય અને અસંભવિત લાગતી કોઈ અત્યંત જરૂરી ઘટના અચાનક બની આવે કે તે ઘટનામાં કોઈ સત્પુરુષનો બહારનો પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ સંબંધ હોય અથવા સંબંધ છે એવી આપણી કેવળ કલ્પના હોય, ત્યારે આપણે તે ઘટનાને દૈવી ચમત્કાર કહીએ છીએ. દરરોજની જરૂરિયાતો પૂરી કરવા માટે યોગ્ય માર્ગ ન હોવાથી જે સમાજમાં અસંતોષ અને દીનતા ઘણા પ્રમાણમાં વધેલાં હોય છે અને જે સમાજ અનેક પ્રકારના અજ્ઞાનથી ભરેલો હોય છે તે સમાજમાં દૈવી ચમત્કારનો પ્રતાપ મોટા પ્રમાણમાં જણાઈ આવે છે. તપાસ કરતાં તે બધા ચમત્કારોમાં ચમત્કારનો ભ્રમ જ હોય છે. કોઈ દેવતા કે સત્પુરુષ અથવા તેની સમાધિ કે મૂર્તિની આજુબાજુ ચમત્કારની સૃષ્ટિ નિર્માણ થયેલી હોય છે. આ બધાની પાછળ કામના, પુરુષાર્થહીનતા અને અજ્ઞાન જ મુખ્ય દેખાઈ આવે છે.

આપણા સમાજમાં વેદમંત્રો વિષે પહેલેથી ઘણી શ્રદ્ધા ચાલુ હતી અને હજુ પણ છે. તે વેદમંત્રો પર પ્રતિષ્ઠાપૂર્વક નિર્વાહ ચલાવનારો એક વર્ગ સમાજમાં હજુ પણ છે. પરંતુ તે વેદમંત્રોમાં ખરેખર સામર્થ્ય છે કે નહીં અથવા હોય તો તે કેટલા પ્રમાણમાં, તે વિષેની કોઈ પણ જાતની શોધ કોઈએ કરી નથી. તેથી તે વિષય કેવળ અંધપરંપરાગત ચાલુ રહ્યો છે. સમાજની કામના, પુરુષાર્થહીનતા અને અજ્ઞાનને લઈને તે પરંપરામાં વિશેષ અડચણ આવી નથી. મંત્રમાં દૈવી સામર્થ્ય છે એવી શ્રદ્ધાને લીધે દેવતાને નામે બેસાડેલી મૂર્તિ, સમાધિ અને પાદુકામાંયે મંત્ર દ્વારા દિવ્ય સત્ત્વ પ્રસ્થાપિત કરીને ત્યાં જ તેને સ્થિર કરવામાં આવે છે. તે માટે વચમાં વચમાં વેદમંત્રની પુનરાવૃત્તિ

માત્ર કરવાની હોય છે. શ્રદ્ધાને લીધે ગરજુ, દીન અને નિરાધાર લોકોને કંઈક માનસિક આધાર મળે છે અને બીજા એક વર્ગને પૈસા અને પ્રતિષ્ઠા મળે છે. પરંપરાના પ્રવાહમાં એક શક્તિ હોવાથી પ્રચલિત માન્યતામાં કશો અર્થ કે ખરેખર કશું સામર્થ્ય છે કે નહીં એ તપાસી જોવાની બુદ્ધિ કોઈને થતી નથી. ગરજુ અને નિરાધાર લોકોમાં બધા ગરીબ કે અજ્ઞાન વર્ગના જ હોય છે એમ નથી હોતું. તેમાં ધનિક અને વિદ્વાન લોકો પણ હોય છે. 'ગરજુને અક્કલ ન હોય' એ કહેવત ઘણા અર્થવાળી કોઈ અનુભવજ્ઞાનમાંથી નીકળેલી છે એમ લાગે છે. નિરાધાર થયા પછી ધનિક કે વિદ્વાનનીયે બુધ્ધિ અક્કલ મારી જાય છે. તેને લઈને ચાલુ પરંપરાની માન્યતા અને શ્રદ્ધામાં ખરેખર સત્યનો ભાગ કેટલો છે એ જોવાનો કોઈનીયે દિલમાં વિચાર આવતો નથી. પરંપરાના પ્રવાહમાં વહી જનારાઓમાં બધા જ શ્રદ્ધાવાન હોય છે એમ પણ નથી. દીન અને ગરજુ લોકો જે વસ્તુ શ્રદ્ધાથી આચરે છે તેને જ ધનિક અને ખાધેપીધે સુખી લોકો પણ આચરે છે. તેમાં થોડો અંશ શ્રદ્ધાનો અને ઘણો ભાગ પોતાનાં ઐશ્વર્ય, વૈભવ અને મોટાઈ બતાવવાનો હોય છે. ગરીબના પૂજનવિધિમાં ઠાઠ કરતાં શ્રદ્ધાનો ભાગ વધારે હોય છે તો શ્રીમંતની તે જ પૂજનવિધિમાં બહારનો ભપકો, ઠાઠ અને આડંબર જ વધારે હોય છે અને શ્રદ્ધાનો ભાગ થોડો હોય છે. ગરીબને જે પ્રસંગ ભક્તિભાવનાનો લાગે છે તે જ પ્રસંગ શ્રીમંતને પોતાનું ઐશ્વર્ય બતાવવાનો લાગે છે. શ્રીમંતમાં જો ખરેખર ભક્તિભાવ હોય અને તે ભક્તિયુક્ત કર્મમાં તેને આનંદ અને પ્રસન્નતા લાગતાં હોય તો દેવ-દેવતાનું પૂજન ભાડૂતી માણસને ન સોંપતાં તે જાતે જ કરતા હોત. સારાંશ, કોઈએ દીન અને અસહાય તરીકે તો કોઈએ પોતાની શ્રેષ્ઠતાનું પ્રદર્શન કરવા માટે અને કોઈએ ભક્તિભાવનાના દેખાવ માટે, એમ બધાએ શ્રદ્ધાની પરંપરાને ચાલુ રાખી છે.

વૈદિક મંત્ર પ્રમાણે નામમંત્ર પર પણ આપણા લોકોમાં વિશ્વાસ છે. ઈશ્વરપ્રાપ્તિના કે ભક્તિના માર્ગે જતી વ્યક્તિની પાછળ લોકો

શ્રદ્ધાથી લાગે છે. નામસ્મરણ, ભક્તિ વગેરે દ્વારા તે વ્યક્તિમાં પણ કંઈક સામર્થ્ય આવે છે અને તેનાથી શારીરિક પીડા અને રોગ દૂર થાય છે અને કૌટુંબિક દુઃખો, અડચણો અને સંકટો નાશ પામે છે એવી લોકમાન્યતા છે. ઈશ્વરભક્ત કે સાધુ તરફ ભક્તિભાવનાથી જતા ભાવિકોનાં દુઃખ ગમે તે કારણથી દૂર થયાં હોય, તોપણ તે સાધુના દિવ્ય સામર્થ્યથી દૂર થયાં છે એમ ભાવિક માણસ સમજે છે અને તેનું શ્રેય તે સાધુને જ આપે છે. આ રીતે એકાદ માણસની કોઈ સાધુ પર ભક્તિભાવના થાય એટલે જીવનની દરેક સારી બાબતનું કર્તૃત્વ તે, તે સાધુને આપવા લાગે છે અને દરેક ઇષ્ટ જણાતી બાબતનો કાર્યકારણભાવ છેવટે સાધુના દિવ્ય સામર્થ્ય સાથે જોડીને પોતાની શ્રદ્ધા દૃઢ કરે છે. તેમાં તેને એક પ્રકારનો આનંદ લાગે છે. જીવનમાં તેને આધાર મળ્યા જેવું લાગે છે. કામનિક, પુરુષાર્થહીન, અજ્ઞાની અને ભોળા લોકોમાં આ વાત પસરી જાય છે અને પછી તેઓ પણ તે ઈશ્વરભક્તની પાછળ લાગે છે. આમ અદ્‌ભુત શક્તિ અને સામર્થ્યના ભ્રમ પર તે સાધુનું માહાત્મ્ય વધવા લાગે છે. લોકો તેના નવા નવા ચમત્કારો વર્ણવવા લાગે છે. તેના ભક્તો અને અનુયાયીઓની સંખ્યા વધે છે. તેમાં કેટલાક ભાવિક હોય છે તો કેટલાક કેવળ કામનિક હોય છે. કોઈ ઈશ્વરની કૃપા માટે તો કોઈ મરણોત્તર ગતિ માટે, કોઈ મોક્ષ માટે તો કોઈ પોતાની સાંસારિક અડચણોનું નિવારણ કરી લેવા માટે તેના શિષ્યો બને છે. આ રીતે તે, ઈશ્વરની ભક્તિ કરતાં કરતાં સત્પુરુષ થાય છે. તેમાંથી આગળ દિવ્ય સામર્થ્યવાળો, ચમત્કારી અને સાક્ષાત્કાર પામેલો, બને છે. તેમાં જ તેને ગુરુપદ પ્રાપ્ત થાય છે. જેમ જેમ લોકોમાં તેની કીર્તિ વધવા લાગે છે, તેમ તેમ તે ગુરુનો ભગવાન બને છે. તેને ઈશ્વરનો અવતાર માનવામાં આવે છે. તેના ભક્તો ને શિષ્યો તેને જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો કર્તા બનાવે છે. અનંત બ્રહ્માંડનો સ્વામી બનાવે છે. તેના અદ્‌ભુત દિવ્ય સામર્થ્યનું તેઓ વર્ણન કરવા લાગે છે. જન્મ પહેલાંના, જન્મ સમયના અને ત્યાર પછીના તેના દિવ્ય ચમત્કારો વર્ણવવામાં આવે છે. તેની દિવ્ય કથાઓ રચવામાં

બ્રાહ્મણો કદી પોતાના બ્રાહ્મણત્વ પર ધનિક કે ઐશ્વર્યવાન બન્યા નહોતા, બ્રાહ્મણત્વ પર બીજાઓને ફસાવીને તેઓ કદી દુરાચરણી થયા નહોતા. પરંતુ ઇશ્વરના નામે ઇશ્વર બનનારા ઐશ્વર્યવાન થાય છે અને દુરાચરણીયે થાય છે અને પોતાની ગાદીઓ સ્થાપીને ઐશ્વર્ય, દુરાચરણ અને સમાજમાં ભોળપણ તથા અજ્ઞાનની પરંપરા ચાલુ રાખવામાં કારણ બને છે.

આપણા સમાજમાં આજ સુધી ઇશ્વરના અનેક અવતારો થયા, છતાં આપણાં દૈન્ય, અજ્ઞાન અને દુર્ગુણો નાશ પામ્યાં નથી. આપણામાં પુરુષાર્થ કે કર્તૃત્વ આવ્યું નથી. આ પરથી વૈદિક મંત્રો કરતાં નામમંત્રનું પરિણામ સમાજ પર એક બાજુથી કંઈક સારું થયું હોય તોપણ બીજી દૃષ્ટિથી ભોળી ભાવિકતાથી આપણું નુકસાન જ થયું છે એમ કહેવું પડે છે. ઇશ્વરજ્ઞાન, સાધુતા અને સાત્ત્વિકતાથી માણસનો અહંકાર નાશ પામે છે, માણસ પવિત્ર અને નિઃસ્વાર્થી થાય છે અને મનુષ્યમાત્રનો સેવક બની બધા સાથે નમ્ર થાય છે એમ કહીને આપણે એક બાજુથી જ્ઞાન, સાધુતા અને સાત્ત્વિકતાનો મહિમા ગાઈએ છીએ અને બીજી બાજુથી પોતાને જ્ઞાની, સાધુ અને સાત્ત્વિક કહેવડાવનારા પોતે જ ઇશ્વર બને છે, ઐશ્વર્યવાન બને છે, લોકો તરફથી માનપ્રતિષ્ઠા ને પૂજા મેળવે છે અને પોતાને બધા કરતાં શ્રેષ્ઠ સમજે છે. ઇશ્વરની તનમનથી ભક્તિ કરનારા, તેની સાથે નમ્ર રહેનારા થોડા જ વખતમાં ઇશ્વર કેમ બને છે અને ઇશ્વર કહેવડાવવામાં તેમને શંકા કે સંકોચ કેમ લાગતો નથી તેની આપણને કલ્પનાયે આવતી નથી. ઇશ્વરને કોઈએ જાણ્યો હશે કે નહીં, તે જ પ્રમાણે કોઈ કદી જાણી શકશે કે નહીં, એટલું જ નહીં પણ કોઈ જાણી શકાય એવું ઇશ્વરરૂપી તત્ત્વ છે કે નહીં, એવી એક કરતાં એક જબરદસ્ત શંકાઓ ઇશ્વર વિષે કાયમ હોવા છતાં પોતાને જ ઇશ્વર કહેવડાવાને શ્રેષ્ઠતા મેળવતાં, લોકોને તેવો ભાસ કરાવતાં અને લોકો તરફથી પૂજા લેતાં માણસને કશી જ શંકા, સંકોચ અને ભય ન લાગે એ ઘણા આશ્ચર્યની વાત છે. માનવતાની દૃષ્ટિએ ભ્રમ અને દંભ નિર્માણ કરનારી આ બાબત છે એમાં જરાયે સંદેહ નથી.

ચમત્કાર વિષેની આપણી શ્રદ્ધા આ બધા અનર્થોનું કારણ છે. સાધુમાં ચમત્કારની શક્તિ ન હોય તોપણ તેની પાછળ લાગનાર કોઈક કામનિક ભક્તની કામના કાકતાલીય ન્યાયે ક્યારેક પણ સિદ્ધ થઈ હોય તો તેનું શ્રેય તે સાધુના અદ્ભુત સામર્થ્યને તે ભક્ત આપે છે. પણ આમાં ચમત્કાર શો છે તે કોઈ જોતું નથી. તેનો કાર્યકારણભાવ શો છે, તેમાં સત્ય કેટલું છે, ભ્રમ કેટલો છે, કાકતાલીય ન્યાય કેટલો છે, ખરેખર કોઈ અચિંત્ય કારણથી એકાદ બનાવ બની આવ્યો હોય, તે ચમત્કાર જેવો લાગતો હોય તો તેનું કારણ શું છે, તે કારણ આપણા હાથમાં હંમેશાં રહી શકે એવું કાંઈ સાધન છે કે નહીં, હોય તો તે કયું અને તે કેમ પ્રાપ્ત કરવું, અદ્ભુત અથવા ચમત્કારી લાગતા બનાવ સાથે સૃષ્ટિની કે પોતાની કોઈ અજ્ઞાત શક્તિનો અથવા નિયમનો સંબંધ છે કે નહીં તેનો સાધુ કે ભક્ત કોઈએ કદી વિચાર કર્યો હોતો નથી. લોકોને પોતાના વિષે લાગતા ચમત્કારના ભ્રમ પર પોતે ગુરુપદ અને છેવટનું ઈશ્વરપદ પ્રાપ્ત કર્યું અને તેથી પોતે કૃતાર્થ થયો એમ તે સાધુ સમજે છે અને ભોળા ભાવિકોએ તેને આપેલા ઈશ્વરપદમાં, તેમણે તેના પર કરેલા હિપ્નોટિઝમથી તે પોતાની સાધક દશા ભૂલી જાય છે, ભ્રમમાં પડે છે અને ફસાય છે એમ વિવેકની દૃષ્ટિએ કહેવું પડે છે. તેણે માનવતાનું ભાન રાખ્યું હોત અને પોતાની સાધક અવસ્થામાં જો તે સાવધ રહ્યો હોત તો કદાચ તેના જીવનમાં કંઈક ચમત્કાર જેવું જણાતાં તેના કાર્યકારણ-ભાવનો શોધ તેણે કર્યો હોત. આવો પ્રયત્ન દરેકે કર્યો હોત તો ઈશ્વર-દર્શન, ઈશ્વરઅવતાર અને ચમત્કારના ભ્રમ પર આપણા દેશમાં અનેક સંપ્રદાયો નિર્માણ થયા ન હોત. આ બધા પરથી લાગે છે કે કોઈ ગૂઢ લાગતી બાબતમાં શોધકપણાના કરતાં, તેની સત્યાસત્યતા શોધી કાઢવાના કરતાં કોઈ પણ મહાન પદ પ્રાપ્ત કરીને તે કાયમ રાખવા તરફ જ ઈશ્વરપ્રાપ્તિના માર્ગે લાગનારા લોકોની પ્રવૃત્તિ હતી. ઉપર કહ્યું તેમ કામનિક લોકો પૂર્વાપર ચાલતી આવેલી પરંપરાની શ્રદ્ધાનો આધાર લઈને ઈશ્વરભક્તની પાછળ લાગે છે અને તેને જ દેવ બનાવે છે.

આપણા દેશમાં દેવ બનવું સહેલું છે, પરંતુ માણસ થવું, માનવતા પ્રાપ્ત કરવી, માનવી સદ્‌ગુણોથી સંપન્ન થવું એ કઠણ છે; કારણ કે લોકોનેય મનુષ્યત્વના કરતાં પોતાની કામના પૂરી કરનારા ઈશ્વરની વધારે જરૂર છે. પોતાની કામના પૂરી કરવાનું સામર્થ્ય જેનામાં હોય છે તે આપણને વંદ્ય લાગે છે. નીતિ કરતાં શક્તિ પર આપણી શ્રદ્ધા વધારે હોય છે એ તેનું કારણ છે. માટે જ લેખના આરંભે કહ્યું છે કે કેવળ શીલવાન કે સજ્જનની કેટલીયે સહિષ્ણુતા અને શાંતિ જોઈને આપણને ચમત્કાર લાગતો નથી. પણ કોઈનાયે સામર્થ્યથી કોઈ રોગી સારો થાય, પુત્ર વગરનાને પુત્ર થાય, દાવો જિતાય, લગ્ન થાય કે એવી કોઈ અડચણ કે સંકટનું નિવારણ થયા જેવું લાગે એટલે એવા ચમત્કાર પરથી તેને આપણે દિવ્ય સામર્થ્યવાન સમજીએ છીએ અને તેની પાછળ લાગીએ છીએ. આપણા દેશમાં હંમેશ દૈવી ચમત્કારો બને ત્યારે તેનાં શાસ્ત્રીય અને માનસિક કારણો કયાં હશે તેની શોધ કરવાનું કેવળ કોઈને જ સૂઝયું નથી, સૂઝતું નથી. કારણ સિવાય કાર્ય બનતું નથી, એની ખબર હોવા છતાં કારણની શોધ કોઈ કરતું નથી. પણ દરેક ગૂઢ લાગતા બનાવને ઈશ્વરી કર્તૃત્વ, ચમત્કાર એવાં નામો આપીને પોતાનું મહત્ત્વ અને લોકોનું ભોળપણ કેવળ વધારવામાં આવ્યું છે. આ બધાનું પરિણામ એ આવ્યું કે લોકોનું અજ્ઞાન વધ્યું છે અને દૃઢ થયું છે. કેટલાક ઈશ્વર બનેલા મહંતો, સંપ્રદાયપ્રવર્તકો અને ગાદીધારીઓ દંભી થયા છે. પોતાની મહત્ત્વાકાંક્ષા :અથવા લોકોની ભ્રામક કલ્પના અને ભોળી શ્રદ્ધાને લીધે પ્રાપ્ત થયેલા ઈશ્વરપણામાં તેમણે મનુષ્યત્વને, સાધકને ન શોભનારી વાતો કરી છે. દંભી બન્યા પછી તેમણે પોતાના ઈશ્વરપણાનાં જાળાં ફેલાવ્યાં છે. તેમણે પોતાના ભક્તો તરફથી ઈશ્વરી ઐશ્વર્ય પ્રાપ્ત કર્યું છે અને પોતાની નિર્વિકારતા ને અલિપ્તતા સિદ્ધ કરવા માટે સ્વૈરાચાર અને સ્વચ્છંદ માંડ્યો છે અને તેઓ વામમાર્ગી થયા છે. સાધક દશામાં સુપ્ત થયેલી વાસનાઓ, ઇચ્છાઓ અને આકાંક્ષાઓ અનુકૂળ સ્થિતિ પ્રાપ્ત થતાં જ જાગ્રત થઈને પોતાનો માર્ગ કાઢવા લાગી અને તે માટે

અલિપ્તતા અને નિર્વિકારતાનું એક જુદું તત્ત્વજ્ઞાન તેમણે રચ્યું છે. આત્મા પ્રકૃતિના બધા વ્યવહારોથી અલિપ્ત અને મુક્ત છે, આ તાત્ત્વિક સિદ્ધાંતને આધારે તેમણે સ્વચ્છંદ ચલાવ્યો છે. હિંદુસ્તાનના કેટલાયે ભક્તિમાર્ગી અને વેદાંતી સાધકોનો ઇતિહાસ જોઈએ તો તે પૈકી ઘણા આ પ્રમાણે દુર્ગતિએ ગયેલા જણાશે. તેનાં કારણો ઈશ્વરદર્શન અને ચમત્કાર વિષેની ભ્રામક કલ્પના, સામાન્ય લોકોની નીતિ કરતાં શક્તિ કે ચમત્કાર પર શ્રદ્ધા, તેમ જ લોકોની ગરજુ અને નિરાધાર સ્થિતિ એ છે. ધાર્મિક ગ્રંથોએ આ શ્રદ્ધા વધારી છે.

ઈશ્વરભક્તિને માર્ગે પ્રામાણિકપણે લાગેલા અને ટકી રહેલાઓમાંથી કોઈને પણ દોષી ઠરાવવાનો આમાં હેતુ નથી. કેટલાયે સાધુસંતો અને ઈશ્વર-ભક્તોએ પોતાનું જીવન અત્યંત પવિત્રતા અને નિષ્ઠાથી ગાળીને દુનિયામાં ધર્મ અને નીતિની વૃદ્ધિ કરેલી છે. શીલ અને ચારિત્ર્ય ટકાવી રાખવા માટે તેમણે ઘણું જ સહન કરેલું છે. દુનિયામાં ભક્તિ, નીતિ અને સદાચારનો તેમણે પ્રચાર કરેલો છે. તેઓ ધન્ય છે. તેમણે માનવી જન્મ સાર્થક કર્યો છે એમાં શંકા નથી. આપણે બધા તે મહાપુરુષોના ઋણી છીએ. તેમને લીધે જગતમાં કંઈ કે નીતિ અને ધર્મ ટકી રહેલાં છે. સત્યનું અસ્તિત્વ જગતમાં તેમને લીધે જ છે. તેમને શતશઃ ભક્તિપૂર્વક પ્રણામ. પરંતુ આવા પુણ્યપુરુષોને છોડીને એકંદર સમાજનો અને આપણી ભક્તિ, ઈશ્વરદર્શન, ચમત્કાર વગેરે કલ્પનાઓનો વિચાર કરીએ તો તે પરથી આપણને એ જ દેખાઈ આવશે કે આપણે નીતિ કરતાં શક્તિને મહત્ત્વ આપીએ છીએ. શીલ અને ભક્તિના કરતાં ચમત્કારમાં આપણે ફસાઈ પડીએ છીએ. ગૂઢ જણાતી બાબતોના સંશોધન કરતાં, જ્ઞાન કરતાં, દિવ્ય કલ્પનામાં રમ્યા કરવું એ આપણને પ્રિય લાગે છે. ધર્મના કરતાં ધર્મના નામ પર નિર્માણ કરેલા રસોમાં આપણને વધારે રુચિ લાગે છે. સત્યના કરતાં કાલ્પનિક વાતો આપણને આનંદપ્રદ લાગે છે. જ્ઞાનના કરતાં ભોળ-પણ આપણને સારું લાગે છે. તેમ ન હોત તો આપણા ભક્તિમાર્ગ અને જ્ઞાનમાર્ગમાં ભોળપણ અને ભ્રષ્ટતા ક્યાંથી દાખલ થયાં હોત?

દાંભિકતા ક્યાંથી આવી હોત? પરંતુ આપણામાં શોધકપણું અને ચિકિત્સક-વૃત્તિ નથી, શુદ્ધ નીતિ-નિષ્ઠા નથી. એ બધાનું પરિણામ આપણા ભક્તિ અને જ્ઞાનમાર્ગ પર થયેલું છે.

ચમત્કારની બાબતમાં આપણે કેવળ શ્રદ્ધાળુ ન રહેતાં ખરેખર શોધક બન્યા હોત તો તેની સત્યાસત્યતાનો નિર્ણય આજ સુધીમાં થઈ ચૂક્યો હોત અને ત્યાર પછી તેની પાછળ ભોળપણથી પડવાનું કોઈને કારણ રહ્યું ન હોત. ઈશ્વરનું દર્શન અને તેના મનુષ્યરૂપે અવતરણની બાબતમાં આપણે વિવેક અને તાત્ત્વિક દૃષ્ટિએ વિચારણા કરી હોત તો તે વિષેના બધા ભ્રમો ક્યારનાયે ઊડી ગયા હોત. પછી નિર્વિકારતા અને અલિપ્તતાના ખોટા આદર્શો નિર્માણ થવાને જગા ન રહી હોત. આત્મા, બ્રહ્મ, મોક્ષ આ વિષયોની પરંપરાગત કલ્પનાને આપણે તપાસી હોત તો આજે તે બાબતમાં કશી ગૂઢતા જેવું ન રહ્યું હોત અને માનવી જીવનની સાર્થકતા શામાં છે એ મુખ્ય વાતને સમજીને તે માટે જોઈતી ભૌતિક અને આધ્યાત્મિક પાત્રતા અને પુરુષાર્થ આપણે વધાર્યાં હોત તો સમાજની આજની ભોળી માન્યતાઓ, આપણી દરરોજની જરૂરિયાતો પૂરી કરી લેવાની પંગુતા અને અસમર્થતા પણ આપણામાંથી ક્યારનીયે નાશ પામી ગઈ હોત.

૧૦

## ઈશ્વરેચ્છા અને પ્રારબ્ધ

બને ત્યાં સુધી માણસ દુઃખને ટાળીને સુખ મેળવવાનો પ્રયત્ન કરતો હોય છે. પરંતુ જ્યારે તે તેને શક્ય જણાતું નથી ત્યારે તે દુઃખને હળવું કરવાનો અને તે પણ ન સાધી શકાય તો નિદાન તેને ભૂલવાનો તે પ્રયત્ન કરે છે. દુઃખદ સ્થિતિમાંથી મનને કાઢીને સ્મૃતિ, તર્ક અને કલ્પના દ્વારા પાછલી કે આગળની — ઇહલોક કે પરલોકની — કોઈ પણ સુખદ

दु:ख सौम्य करवानो प्रयत्न

કલ્પના સાથે મનથીયે સંબંધ જોડ્યા વગર તેને સારું લાગતું નથી. દુઃખી માણસો ભૂતકાળનાં પોતાનાં સુખો બીજાને કહેતા અથવા તેનું સ્મરણ કરાવતા જણાય છે. કોઈ ભવિષ્યના સુખની કલ્પનાથી, કોઈ ઈશ્વરની ઇચ્છાને માન આપવાનો પ્રયત્ન કરીને, કોઈ ઈશ્વર કસોટી કરી રહ્યો છે એમ માનીને, કોઈ 'આ દિવસો પણ જશે' એવા-કાળચક્રના નિયમનો આધાર લઈને, કોઈ સંકટમાં જ સદ્ગુણો અને શીલની વૃદ્ધિ થાય છે એ તત્ત્વ પર શ્રદ્ધા રાખીને અને કોઈ પ્રારબ્ધવાદનો આશ્રય લઈને એમ કોઈ ને કોઈ રીતે દરેક જણ આવી પડેલા દુઃખને સૌમ્ય કરવાનો કે નિદાન તેને ભૂલવાનોયે પ્રયત્ન કરે છે. દુઃખમાં આગળપાછળના સુખની કલ્પના કે આશા ન કરતાં સ્થિર રહેવું એ માણસ માટે શક્ય નથી. ભૂતકાલની સ્મૃતિથી કે ભવિષ્યકાલની આશાથી ગમે ત્યાંથીયે સુખનો રસ લીધા વગર માણસ રહી શકતો નથી. દુઃખમાંયે બને તેટલો વખત સુખમય કલ્પનામાં ગાળવાનો તેનો પ્રયત્ન હોય છે. દુઃખનું વર્ણન કરીને પણ દુઃખનો ભાર હળવો થાય છે. માટે જ માણસ તેનું ફરીફરીને વર્ણન કરે છે. ગમે તેમ કરીને દુઃખને હળવું કરવા તેનો પ્રયત્ન હોય છે એ વાત ખરી. ગરીબીથી ત્રાસેલા, અન્યાયથી દબાયેલા, વ્યાધિથી પીડાયેલા, આપત્તિ, ચિંતા અને ઘડપણથી ઘેરાયેલા અને

સંસારના તાપત્રયથી બળેલા—બધા દુઃખોની વિસ્મૃતિ ઇચ્છે છે. આ હેતુથી કોઈ તે જ સ્થિતિમાં સ્વચ્છંદી થઈને કુમાર્ગે ચડી જાય છે. કોઈ વ્યસનથી પોતાના દુઃખને વિસારે પાડવાના પ્રયત્નમાં વધારે દુઃખી થાય છે, કોઈ કામનિક ક્રિયાકાંડ તરફ વળે છે તો કોઈ બાવાવેરાગીના નાદે લાગીને કીમિયાના ફંદામાં પડી જાય છે અને સર્વસ્વનો નાશ કરે છે. કોઈ હ્રીં, હું જેવા જપના ભ્રમમાં પડે છે.

**अवनतिना कारण अने धर्मनुं बळ**

આપણા સમાજમાં માણસને પોતાની યોગ્ય જરૂરિયાતો અને ઇચ્છાઓ પૂરી કરી લેવા માટે પ્રામાણિક માર્ગો ઘણા જ ઓછા હોવાથી અથવા દુઃખના દિવસો જેમતેમ સહન-શીલતાથી કાઢવા એ જ કોઈ કોઈ પ્રસંગે ધર્મ મનાયેલો હોવાથી સમાજની સ્થિતિ સુધારવાને જે પુરુષાર્થની અને સદ્‌ગુણોની જરૂર છે, તેની વૃદ્ધિ થવાને બદલે ઊલટું અકર્તૃત્વ અને પંગુતા જ આપણામાં વધતાં ગયાં છે. આપણા સમાજમાં દુર્બળ, અસહાય અને પંગુ માણસમાં જ વિશેષ ધાર્મિકતા જણાય છે, એનું કારણ આ જ છે. સ્ત્રીઓમાં અને તેમાંયે વૈધવ્યને લીધે જેમનો હમેશાં દુઃખ અને અડચણો સાથે સંબંધ જોડેલો છે તેમનામાં ધાર્મિકતા વિશેષપણે દેખાઈ આવે છે, એનુંયે કારણ આ જ છે. સુખપ્રાપ્તિની નિરાશામાં, પરલોકના સુખની આશાને લઈને ગમે તેવાં ધાર્મિક વ્રતો કરતાં રહેવું તેના કરતાં દુઃખ ભૂલવાનો બીજો માર્ગ જ જ્યાં ધર્મ કે સમાજે રાખ્યો નથી તેવી સ્થિતિમાં તે દુર્ભાગી વિધવાઓ બીજું શું કરે? આપણી ઈશ્વરભક્તિ મોટે ભાગે સાંસારિક દુઃખો અને અડચણોમાંથી જ નિર્માણ થયેલી જણાઈ આવે છે. સુખની નિરાશાથી અને વ્યાવહારિક દુર્બળતાથી પેદા થયેલો વૈરાગ્ય, ઈશ્વરભક્તિ દ્વારા માન-પ્રતિષ્ઠા મળવા લાગ્યા પછી—અનુકૂળ પરિસ્થિતિ આવ્યા પછી બદલાઈ જઈ તેનું રૂપાંતર સુખસગવડ અને ભોગવિલાસમાં થાય તો તેમાં આશ્ચર્ય શું? જે ઈશ્વરભક્તિમાં જ્ઞાન, જિજ્ઞાસા અને નિષ્ઠાનો સંબંધ નથી તે ભક્તિ છેવટ લગી કયા આધારે ટકી રહેવાની?

માટે ધાર્મિકતાના નામે આપણામાં અનેક વ્રતો અને ઉપવાસની રૂઢિ જણાતી હોય તોયે તેનાથી આપણામાં સંયમ, ત્યાગ, ઉદારતા, દયા વગેરે ધર્મભાવનાઓ વધી નથી. તેને લઈને વ્યક્તિના જીવનમાં પ્રત્યક્ષ સમાધાન અને શાંતિ દેખાઈ આવતાં નથી; કારણ કે વ્રતો અને ધાર્મિક ક્રિયાકાંડની પાછળ આ લોક કે પરલોકની ભોગેચ્છા અને સુખેચ્છા જ હોય છે, એવું ભાવિકોના તે વખતના ચિત્તની તપાસ કરતાં જણાય છે. સાચું જોતાં, સાંસારિક સુખની જ ઇચ્છા જેમના મનમાં હોઈ તેની પ્રાપ્તિનો યોગ્ય માર્ગ ન મળવાને લીધે જેઓ ઈશ્વરભક્તિ તરફ વળેલા હોય છે, તેઓ અનુકૂળતા પ્રાપ્ત થતાં સુખની આશાથી સહેજે દંભી બને છે. સંસારનાં દુઃખોનો નાશ કરવા માટે જરૂરી યોગ્ય માર્ગનો અભાવ, ઈશ્વરભક્તિથી થનારા દુઃખનાશનાં, મુક્તિનાં અને તેને લીધે મળનારા આનંદની અતિશયતાનાં કાલ્પનિક વર્ણનો, ગૃહસ્થાશ્રમી સજ્જન કરતાં નિવૃત્તિપરાયણ વ્યક્તિને સમાજમાં મળતી પ્રતિષ્ઠા વગેરે અનેક કારણોને લીધે ભ્રમ, અજ્ઞાન, ભોળપણ અને તે સાથે બીજી બાજુથી દંભ, કપટ, ધૂર્તતા વગેરે દોષો અને દુર્ગુણો સમાજમાં વધતા ગયા છે. યોગ્ય જરૂરિયાતો પૂરી કરવા માટે જોઈતા યોગ્ય માર્ગો અને ઉદ્યોગો સમાજમાં હોય તો લોકોમાં સદ્‌ગુણો અને પુરુષાર્થની સહેજે વૃદ્ધિ થાય છે. પરંતુ તેને અભાવે ખોટા ધાર્મિક ક્રિયાકાંડ, ભ્રામક અને કામનિક ભક્તિ, અંતરમાં સર્વ ભોગેચ્છા અને સુખેચ્છાવાળો વૈરાગ્ય, દંભ, ધૂર્તતા વગેરેની જ વૃદ્ધિ સમાજમાં થાય છે. ઉદ્યોગી અને પુરુષાર્થી સમાજમાં પરસ્પર દ્વેષ અને મત્સર વધારે જણાતા નથી. પોતાની ઇચ્છા હોય પરંતુ તે પ્રમાણે પ્રાપ્ત ન થનારી અથવા પ્રાપ્ત થવી શકય નથી એવી બીજાની સુખમય સ્થિતિ માટે દ્વેષ થતો હોય છે. પણ ઉદ્યોગ અને પ્રયત્નથી આપણે પણ સુખી થઈ શકીએ એવી ખાતરી કે વિશ્વાસ રાખવા જેવી પરિસ્થિતિમાં દ્વેષનો ઉદ્‌ભવ થતો નથી. જે સમાજમાં સુખી થવાને માર્ગો જ મોકળા હોતા નથી, ધાર્મિક, સામાજિક વગેરે માન્યતાઓને લીધે જ્યાં આવી બાબતોનો પ્રતિબંધ

કરેલો હોય છે, ત્યાં જ પરસ્પર અધિક દ્વેષ અને મત્સર દેખાઈ આવે છે. બીજાનું સુખ જોઈને ઈર્ષ્યા આવવાની વૃત્તિ તે જ સમાજમાં ઘણી વધેલી હોય છે. આ બધી બાબતો આપણી અવનતિનાં કારણો છે અને તેથી આજસુધી આપણી અનેક રીતે અવનતિ થતી આવી છે. આ પર વિચાર કરીને આપણે આ સ્થિતિ બદલવાનો પ્રયત્ન કરવો જોઈએ. પ્રામાણિકપણે ઉપયોગી કાર્યો અને પરિશ્રમ કર્યા પછી દરેકની યોગ્ય જરૂરિયાતો અને ઇચ્છાઓ પૂરી કરી શકાય એવી વ્યવસ્થા સમાજમાં નિર્માણ કરવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ. ઉદ્યોગ કરીને પણ સુખી થવામાં પ્રતિબંધક ધાર્મિક અને સામાજિક કલ્પનાઓ અને રીતિ-રિવાજોનો આપણે ત્યાગ કરવો જોઈએ. તે વગર ધર્મને નામે જે પાખંડ, ભક્તિને નામે જે અકર્તૃત્વ અને પંગુતા, ઈશ્વરને નામે જે દંભ અને સંયમના નિમિત્તે કામના અને અતૃપ્તિ વગેરે દુર્ગુણોની જે વૃદ્ધિ આપણા સમાજમાં થયેલી છે તેનો નાશ થશે નહીં, અને સમાજ આ દુર્ગતિમાંથી નીકળશે નહીં. ગમે તેવા ક્રિયાકાંડને આપણે ધર્મ, પરાવલંબનને ભક્તિ અને શ્રદ્ધા, અપાત્રતાને વૈરાગ્ય અને દુર્બળતાને નિવૃત્તિ સમજીએ છીએ. આ બધી સ્થિતિ બદલાવી જોઈએ. એ બધા દોષો આપણે પોતામાંથી જ કાઢી નાખવા જોઈએ. આપણે દૃઢપણે સમજવું જોઈએ કે ધર્મ માણસને કદી પંગુ ન બનાવતાં સમર્થ બનાવે છે, ઈશ્વરનિષ્ઠા તેનામાં દુર્બળતા ન લાવતાં બળ પેદા કરે છે, તથા સંયમ અને વૈરાગ્યથી દીનતા કે કામનાની વૃદ્ધિ ન થતાં તે સ્વાધીન થાય છે અને તેનામાં શાંતિ અને પ્રસન્નતા આવે છે. માટે ધર્મ, ભક્તિ, સંયમ, વૈરાગ્ય વગેરેનાં જ્યાં આનાથી ઊલટાં પરિણામો થયેલાં જણાતાં હોય ત્યાં ખરે-ખર ધર્મ, ભક્તિ વગેરે ન હોઈ અજ્ઞાન, ભ્રમ, દુર્બળતા અને દંભ જ હોવાં જોઈએ, એમ સમજવાને હરકત નથી.

'ઈશ્વરેચ્છા', 'પ્રારબ્ધ' વગેરે બાબતો તત્ત્વતઃ ખરી છે કે નહીં તેની ખાતરીપૂર્વક શોધ હજુ લાગી નથી અને કદી પણ લાગી શકશે કે નહીં એ વિષે પણ શંકા છે. પરંતુ આ શબ્દોનો ઉપયોગ માણસ ક્યારે,

ईश्वरेच्छा अने प्रारब्धनी कल्पनाओंनो सामाजिक स्थिति साथे संबंध

કયે પ્રસંગે અને કઈ રીતે કરે છે અને તે શબ્દોમાંથી કે તે જાતની કલ્પના, ભાવના, શ્રદ્ધા અને માન્યતામાંથી તે શું મેળવવા ઇચ્છે છે, એની તપાસ કરીએ તો તે તે પ્રસંગે તેની મનોવૃત્તિ સાધારણપણે કયા પ્રકારની હોય છે તે શોધી કાઢવું શક્ય છે. શક્તિબાહ્ય દીર્ઘ પ્રયત્નો કરતા છતાં મનની વિરુદ્ધ અનિષ્ટ થઈ આવે ત્યારે પ્રસંગ અને પ્રયત્નમાંની બધી નાનીમોટી વિગતો અને પ્રકારોને ફરી ફરી ધ્યાનમાં લાવતાં અને તેના પર વિચાર કરતાંયે અપયશનાં કારણો લક્ષમાં ન આવે અને મનની વ્યાકુળતા શાંત ન થાય એવી હતાશ અને નિરુત્સાહી મનોદશામાં 'ઈશ્વરેચ્છા', 'પ્રારબ્ધ'ની કલ્પનાઓ માણસને સૂઝે છે. અનિષ્ટ બની આવે ત્યારે 'ઈશ્વરની ઇચ્છા એવી જ હતી', 'પ્રારબ્ધ જ એવું હતું' એ કલ્પનાથી એ ટળવું શક્ય જ ન હતું એવી સમજણ કરી લીધા પછી માણસનું દુઃખ કે અસમાધાન કંઈક અંશે સૌમ્ય થાય છે. પોતાના અને બીજાઓનાં જીવનના એવા અપયશના પ્રસંગે 'ઈશ્વરેચ્છા', અને 'પ્રારબ્ધ'ની કલ્પનાને લીધે હતાશ અને દુઃખી મનને જે કોઈ આધાર, આશ્વાસન અને ધીરજ મળતાં હોય છે, તે પરથી આ કલ્પનાઓને સિદ્ધાંતનું સ્વરૂપ મળેલું છે. દુઃખી અને હતાશ મન શાંત થવા માટે કોઈ મહાન વસ્તુનો આધાર શોધે છે. 'ઈશ્વરેચ્છા' અને 'પ્રારબ્ધ'ની કલ્પનાઓ જો કોઈ અનુભવ પછી માણસને સૂઝી હોય તોયે હતાશ સ્થિતિમાં જ માણસ તેનો મોટે ભાગે ઉપયોગ કરતો આવ્યો છે. સુખસંપત્તિમાં કે વૈભવમાં આ કલ્પનાનું શ્રદ્ધાપૂર્વક સ્મરણ કરીને ઈશ્વર વિષે કૃતજ્ઞભાવ અને પોતા વિષે નિરહંકાર વધારવામાં એનો ભાગ્યે જ ઉપયોગ કરવામાં આવે છે.

નિસર્ગના સ્વાભાવિક સ્થૂળસૂક્ષ્મ ધર્મો ને શક્તિઓ, મનુષ્યોપયોગી કળાઓ, વિદ્યાઓ, જ્ઞાન તેમ જ માણસમાણસ વચ્ચે પરસ્પર યોગ્ય સહકાર, પ્રેમ, સદ્ભાવના, સદ્ગુણ વગેરે અનેક બાબતો પર માનવી જીવન ચાલેલું છે. નિસર્ગના સ્વાભાવિક ધર્મો અને શક્તિઓને પોતાને અનુકૂળ

કરી લઈને, ઉપયુક્ત કલાવિદ્યાઓનો વિકાસ કરીને તેમ જ પરસ્પર વર્તવાના નિયમ–વ્યવહાર વગેરે સૌને સુખરૂપ થઈ શકે એવી જાતની સમાજરચના બનાવીને જે માનવસમૂહ વર્તે છે, તેમ જ કાંઈ અનિષ્ટ જણાતાં જ કુદરતી ધર્મોની વિશેષ સૂક્ષ્મ શોધ કરીને અને પોતાની સમાજરચનામાં, સામાજિક રીતરિવાજોમાં તથા ધાર્મિક કલ્પનાઓ અને શ્રદ્ધામાં યોગ્ય ફેરફાર કરીને તે અનિષ્ટનો નાશ કરવાનો જે માનવસમૂહ પ્રયત્ન કરે છે તેને સુખપ્રાપ્તિ માટે, દુઃખનાશ માટે કે તેને વિસારે પાડવા માટે ઈશ્વર, પારલૌકિક કલ્પના પર આધાર રાખતો ધર્મ, ઈશ્વરેચ્છા, પ્રારબ્ધ વગેરે કલ્પનાઓનો આધાર ઘણું કરીને લેવો પડતો નથી. જે સમાજમાં પોતાની યોગ્ય જરૂરિયાતો અને ઇચ્છાઓ પ્રામાણિક માર્ગે પૂરી કરી લેવાની જેટલી વધારે અશક્યતા હોય, દુઃખનો નાશ કરવા માટે જોઈતાં ભૌતિક સાધનોનો જેટલો વધારે અભાવ હોય, સમાજમાં પરસ્પર એકબીજાને મદદ કરવાની વૃત્તિ જ્યાં ઘણી ઓછી હોય અને સરળપણે દુઃખનો નાશ કરવાને સામાજિક અને ધાર્મિક રીતિરિવાજો તથા ધર્મમાન્યતાઓ જેટલી વધારે પ્રતિબંધક હોય તે પ્રમાણમાં તે સમાજમાં 'ઈશ્વરેચ્છા', 'પ્રારબ્ધ' વગેરે કલ્પનાનો ઉપયોગ કરીને દુઃખને શાંત કરવાના પ્રયત્નો વધારે. બીજી બાજુથી વિચાર કરતાં લગભગ નિશ્ચયપૂર્વક એમ પણ લાગે છે કે માણસે પોતાની બુદ્ધિ ગમે તેટલી વિકસિત કરી હોય અને સમાજરચના ગમે તેટલી સારી બનાવી હોય તોયે માનવજાતિનાં બધાં દુઃખોનો અંત આવશે એમ જણાતું નથી. કેટલાંયે દુઃખો માણસે વિવેક, સહિષ્ણુતા, જ્ઞાન, સંયમ વગેરેથી અને છેવટે 'ઈશ્વરેચ્છા', અને 'પ્રારબ્ધ'ની કલ્પનાથી શાંત કરવાં જ પડવાનાં. ભૌતિકશાસ્ત્રમાં અને સમાજરચના બનાવવામાં માણસ આજના કરતાં અનેકગણો વધારે બુદ્ધિમાન થયા પછી 'ઈશ્વરેચ્છા', 'પ્રારબ્ધ'એ શબ્દો—એ કલ્પના કદાચ નાશ પામે તોપણ કેટલાંક દુઃખોમાં તેને વિવેક, જ્ઞાન અને સહિષ્ણુતા વાપરીને પોતાના મનને શાંત કરવું પડવાનું, તો કેટલાંક અટળ અને અસહ્ય દુઃખોને તે તે પ્રસંગે કોઈ પણ કલ્પના, શ્રદ્ધા કે અદૃશ્ય

તત્ત્વ પર અથવા ભાવી પેઢીના સુખની આશા પર ભરોસો રાખીને સૌમ્ય કરવાં પડવાનાં કે ભૂલવાં પડવાનાં; કારણ કે અમર્યાદ વિશ્વના પ્રમાણમાં, તેની શક્તિની અપારતા અને સૂક્ષ્મતાના પ્રમાણમાં, કેટલીયે વિકાસ પામેલી માનવી શક્તિ-બુદ્ધિ છેવટે મર્યાદિત અને અપૂર્ણ જ હોવાની. તેના જ્ઞાનનાં કરતાં તેનું અજ્ઞાન જ ક્યારેય પણ અપાર હોવાનું. આમ છે છતાંય પોતાનું દરરોજનું જીવન શક્ય તેટલું સગવડવાળું, સુખદ અને દુઃખરહિત બનાવવું એ કંઈ કે માણસના હાથમાં છે. તેમાંયે અપયશના કે નિરાશાના પ્રસંગો આવે ત્યારે ચિત્તને શાંત કરવા માટે ઈશ્વરેચ્છા અને પ્રારબ્ધની કલ્પનાથી તેને શાંત કર્યું હોય તો તેમાં કોઈ દોષ નથી. પ્રયત્નવાદી માણસ પણ પ્રયત્નને અંતે અપયશ આવ્યા પછી એ કલ્પનાનો આધાર લઈને પોતાનું ચિત્ત શાંત કરવાનો પ્રયત્ન કરે છે. પણ તે જ શાંત મનઃસ્થિતિમાં તે આગળનો ઉપાય પણ શોધતો હોય છે. કોઈ વાર તેને ઉપાય મળી આવે છે, તો કોઈ વાર ઉપાય ન મળે તોયે તે શાંત મનઃસ્થિતિમાં તેને વિવેક સૂઝે છે અને તેમાં તે સ્થિર થાય છે; જ્યારે જડ અને પુરુષાર્થહીન માણસ પોતાની જડતા અને પુરુષાર્થહીનતાને લીધે નિર્માણ થયેલા દુઃખના પ્રસંગે ઈશ્વરેચ્છા અને પ્રારબ્ધ પરની શ્રદ્ધાનો આધાર લઈને પહેલાં કરતાંયે વધારે જડ અને પુરુષાર્થહીન બનતો જાય છે. પ્રયત્નવાદી માણસને આ કલ્પનાનો ઉપયોગ વારંવાર કરવો પડતો નથી; પણ જડ, પુરુષાર્થહીન અને પ્રયત્નહીન માણસનું બધું જીવન જ આ કલ્પનાને આધારે ચાલતું હોય છે. જીવનમાં કોઈક પ્રસંગે વાપરવી પડતી વસ્તુ જો રોજ વાપરવી પડે, કોઈક વખતે લેવી પડતી દવા કે ઈન્જેક્શનનો રોજ ઉપયોગ કરવો પડે તો તેનો અર્થ શો સમજવો? તે જ પ્રમાણે જો સમાજમાં સામાન્ય જનતાને વખતો-વખત કોઈ પણ કલ્પનાનો ઉપયોગ કરીને તેના આધારે પોતાનું કરુણ જીવન ગાળવું પડતું હોય અને પોતાના દુઃખને આવા ઉપાયથી ભૂલવું પડતું હોય તો તે સમાજ વિષે પણ શું સમજવું? આરોગ્યની દૃષ્ટિએ વિચાર કરતાં લાગે છે કે દવાનો કદી ઉપયોગ કરવો પડે નહીં એટલી

નીરોગતા જો માણસને સિદ્ધ થઈ ન હોય તોપણ તેનો ઉપયોગ જીવનમાં ઓછામાં ઓછો કરવો પડે એટલી નીરોગતા તો તે પ્રાપ્ત કરે એ જરૂરી છે. આ જ નિયમ માનવી દુઃખો અને ઈશ્વરેચ્છા, પ્રારબ્ધ વગેરે કલ્પનાઓથી તેમનું કરવામાં આવતુ શમન એ બાબતોમાં આપણે ધ્યાનમાં લેવો જોઈએ.

•

**જીવનસૂત્રને ઓળખવાની પદ્ધતિ**

'ઈશ્વરેચ્છા કે પ્રારબ્ધાનુસાર બધું બને છે', 'બે દિવસની જિંદગી', 'કોઈની આશા કરવામાં અર્થ નથી', 'જગતમાં, કોઈ કોઈનું નથી', 'આ પણ દિવસો જશે', 'શરીર રોગનો ભંડાર', 'મરણ કોઈનું ટળ્યું છે?' 'જગત માયાનું બજાર છે' વગેરે વગેરે ઉદ્દગારો માણસના મોંમાંથી પ્રસંગોપાત્ત હૃદયપૂર્વક નીકળતા હોય છે. આ ઉદ્દગારોમાં જ્ઞાન ભરેલું છે એવો ભાસ થાય છે, એટલે કોઈ કોઈ આને જ જીવન વિષેનો મહાન સિદ્ધાંત સમજીને જીવન જાણીબૂઝીને ઉદાસીનપણે ગાળવાનો પ્રયત્ન કરે છે. પરંતુ આપણે એ ધ્યાનમાં લેવું જોઈએ કે આવા ઉદ્દગારો તત્ત્વતઃ ખરા હોય કે ન હોય તોયે તેમને જીવનનાં સૂત્રો બનાવીને તે પ્રમાણે નિત્યનું જીવન ચલાવવાનો પ્રયત્ન કરવો એ ભૂલ છે. હતાશ અને નિરુત્સાહ થયેલી, વ્યાધિથી ગ્રસ્ત, ગરીબીથી પીડાયેલી, લોકોથી ફસાયેલી, મરણને કાંઠે આવી પહોંચેલી, કોઈ પણ દુઃખથી ભગ્નહૃદય થયેલી અને જીવન-જેમનું લગભગ અસફળ થયેલું હોય એવી વ્યક્તિઓનાં મોંમાંથી તેવી સ્થિતિમાં નીકળેલા ઉદ્દગારોને જીવનનો સિદ્ધાંત સમજીને તે પરથી એકંદરે સર્વ માનવીજીવન વિષેનો અભિપ્રાય બાંધવો અને તેને પોતાનું જીવનધ્યેય બનાવવું એ યોગ્ય નથી. એકાંગી સત્યને સંપૂર્ણ સત્ય સમજવું એ ક્યારેય પણ ભૂલ છે. આ ઉદ્દગારો સાથે જ માનવજાતિ વિષે શુભાકાંક્ષી, તેની ઉન્નતિ વિષે આશાવંત, પ્રયત્નશીલ, વિવેકી, અને જીવનની સફળતા વિષે જેમના હૃદયમાં ધન્યતાના ભાવો ઊંડે છે એવા ઈશ્વરનિષ્ઠ અને પુરુષાર્થી વ્યક્તિઓના માનવજાતિ વિષેના અને જગત વિષેના અનુભવાત્મક અભિપ્રાયોનો પણ વિચાર કરવો જરૂરી છે. કોઈ પણ વચનોને

તાત્ત્વિક સિદ્ધાંત તરીકે બધી દૃષ્ટિએ પ્રાયઃ સમજતાં પહેલાં તે વચનો કોના તરફથી, કયે પ્રસંગે, કઈ માનસિક અને બાહ્ય પરિસ્થિતિમાંથી અને જીવન વિષે કેટલા ગાઢ, વિશાળ કે સંકુચિત અનુભવોમાંથી નીકળેલાં છે, એનો આપણે વિચાર કરવો જરૂરી છે. તેવાં વચનો નીકળવાનાં કારણોયે આપણે શોધી કાઢવાં જોઈએ. તે રૂઢ થવાનાં કારણોયે તપાસવાં જોઈએ. આવી રીતે બધી બાજુએથી શોધ કર્યા પછી જો તે વચનોની સંપૂર્ણ સત્યતા ગળે ઊતરે, તો જ તેમને જીવનસિદ્ધાંત તરીકે સમજવાં યોગ્ય ગણાય. તેમ ન કરતાં એકાંગી સત્યને જ આપણે સંપૂર્ણ સત્ય સમજીએ તો તેથી આપણામાં ભ્રામક કલ્પનાની જ વૃદ્ધિ થતી રહેવાનો જ સંભવ છે અને સમાજ જેમ આજ સુધી અવનત થતો આવ્યો છે તેમ આગળ અવનત થતો રહેશે એવો સંભવ છે.

**भूलभरेली धार्मिक अने सामाजिक कल्पनाओनो त्याग**

આ સર્વ અવનતિમાંથી અને તે વિષેના આગળના ભયમાંથી મુક્ત થવું હોય તો ભૂલભરેલી ધાર્મિક અને સામાજિક કલ્પનાઓ આપણે છોડી દેવી જોઈએ. યોગ્ય અને આવશ્યક જરૂરિયાતો અને ઇચ્છાઓનો વિચાર કરીને તે પૂરી કરવા માટે જરૂરી પુરુષાર્થ, જ્ઞાન, સદ્‌ગુણો, વિદ્યાઓ, કલાઓ વગેરે આપણે પ્રાપ્ત કરવાં જોઈએ. આપણાં દુઃખનાં કારણરૂપ અજ્ઞાન, મોહ, આસક્તિ, લોલુપતા, ભ્રમ, દુર્બલતા, અસંયમ, સ્વાર્થ વગેરે દોષો આપણે દૂર કરવા જોઈએ. વૈરાગ્યની ખોટી કલ્પનામાં પડીને સુખમાત્રને આપણે ત્યાજ્ય ન સમજવું જોઈએ. આપણા સંયમમાં બેગેરજી ન હોવી જોઈએ. આપણી ઈશ્વરભક્તિમાં કામના નહીં પણ નિષ્ઠા હોવી જોઈએ. સંયમથી સ્વાભાવિકપણે સંયમશીલતા અને સંયમશક્તિ આપણામાં વધતી રહેવી જોઈએ. તે આપણો સ્વભાવ બનવો જોઈએ અને તે સાથે જ આપણામાં શાંતિ અને પ્રસન્નતા આવવી જોઈએ. જીવનનું ધ્યેય આપણે બરાબર સમજી લેવું જોઈએ. સુખપ્રાપ્તિ માટે, દુઃખનાશ માટે વિવેકયુક્ત પુરુષાર્થ આપણે વધારવો જોઈએ. વૈયક્તિક સુખ અને સ્વાર્થની કલ્પનાઓ

ત્યાગ કરીને આપણે સામુદાયિક અને વ્યાપક સુખ, લાભ અને હિતને મહત્ત્વ આપવું જોઈએ. જીવનભર હાડમારી, દુઃખ, અપમાન, ગરીબી અને વિટંબણા સહન કરવાનું શીખવનારા તત્ત્વજ્ઞાનને આપણે ત્યાજ્ય સમજવું જોઈએ.

## ૧૧

## મનુષ્ય અને સેવાધર્મ

માણસ પોતાના બૌદ્ધિક બલથી જગતમાં સર્વશ્રેષ્ઠ ઠર્યો છે એવું આપણે સમજીએ છીએ. પરંતુ તે સર્વાંશે ખરું નથી. તે શ્રેષ્ઠતા તેને કેવળ બૌદ્ધિક બળથી પ્રાપ્ત થયેલી ન હોઈ તેના બીજા અનેક સદ્ગુણો તે માટે કારણભૂત છે એમ તે વિષે થોડો વિચાર કરતાં આપણા ધ્યાનમાં આવે તેમ છે. બૌદ્ધિક વિકાસની સાથે જો માણસની માનસિક વૃદ્ધિ થયેલી ન હોત તો તેનામાં આજની માનવતા ન દેખાતાં તે એક બુદ્ધિવાન પશુ બન્યો હોત અને બુદ્ધિ સાથે તેનામાં પશુતાની કેવળ વૃદ્ધિ થયેલી જણાઈ આવત. માણસમાં માનવતા આવવા માટે જે સદ્ગુણો અને સદ્વૃત્તિઓ કારણ બનેલી છે તેમાં સેવાવૃત્તિ એ ઘણી મહત્ત્વની વૃત્તિ સમજવી જોઈએ. પ્રેમ, વાત્સલ્ય, માતાપિતાભાવ, કરુણા, મૈત્રી, પરોપકાર વગેરે બધા ભાવો અને ભાવનાઓનો સેવાવૃત્તિ સાથે સંબંધ છે. આ સેવાવૃત્તિમાંથી જ સેવાધર્મની ઉત્પત્તિ છે. આ ધર્મને લીધે વાત્સલ્યનું મહત્ત્વ છે. માતૃપિતૃભાવનો સંબંધ વાત્સલ્ય સાથે જ છે, એટલું જ નહીં પણ વાત્સલ્ય જ માતાપિતાની સંપત્તિ છે અને એ જ તેમની સાચી શક્તિ છે. આ વાત્સલ્યમાંથી જ તેમની સેવાવૃત્તિ પ્રકટ થાય છે. તે વાત્સલ્ય અને તે સેવાવૃત્તિને લીધે ભાવિ પેઢીનું પોષણ, સંગોપન અને સંવર્ધન થાય છે. જાતે કષ્ટો, અડચણો અને દુઃખો સહન કરીને, પોતાનાં બાળકોને સુખી કરવાનું

वात्सल्यनुं महत्त्व

શિક્ષણ કોઈ પણ માને આ વાત્સલ્ય દ્વારા મળે છે. સેવાની અત્યંત ઉત્કટ ભાવના અને તદનુરૂપ કાર્યો આ વાત્સલ્યમાંથી જ પ્રકટ થાય છે.

मातृऋण

દરેક માણસને સેવાનો પ્રથમ લાભ તેની મા પાસેથી મળ્યો છે. તેના હૃદયના વાત્સલ્યમાંથી જ તેની વૃદ્ધિ થયેલી છે. જન્મેલું બાળક પોતાની મા પાસેથી અનેક પ્રકારે સેવા લેતું લેતું માણસ બને છે. તેનું જીવન સંપૂર્ણ રીતે મા પર અવલંબેલું છે. તેનાં વાત્સલ્ય અને સેવાવૃત્તિનો જ તેના જીવનનો તે વખતે મુખ્ય આધાર હોય છે. આ દૃષ્ટિથી નાનપણનો વિચાર કરતાં બધી રીતે અને બધી બાજુથી અસમર્થ અને પરાધીન સ્થિતિમાંથી માતા જ તેને ધીમે ધીમે સમર્થ અને સ્વાધીન બનાવે છે. તે માટે તેણે દરેક રીતે તેની સેવા કરવી પડે છે. રાતદિવસ તેના તરફ જ તેણે બધું લક્ષ રાખવું પડે છે. વાત્સલ્ય સિવાય આ થઈ શકે નહીં. પ્રેમ સિવાય વાત્સલ્ય નહીં. ઉત્કટ ભાવના સિવાય પ્રેમ ટકી શકે નહીં. આ ઉત્કટતા, પ્રેમ, સેવાવૃત્તિ અને વાત્સલ્ય જો માતામાંથી કાઢી નાખીએ તો તેનામાં માતૃત્વરૂપે શું બાકી રહે? તે કેવળ સ્ત્રીરૂપ રહેશે. જીવનની દૃષ્ટિથી કેવળ સ્ત્રીરૂપની શી કિંમત માનવામાં આવશે?

सेवावृत्तिनो विकास

આ દૃષ્ટિથી વિચાર કરતાં સ્ત્રીઓમાં રહેલા માતૃભાવ અને સેવાભાવ સારાયે જગતની સેવા કરે છે એમ કહેવું પડે છે. તેમની તે ભાવનાઓને લીધે જગતનું પાલન, પોષણ, સંગોપન અને સંવર્ધન થાય છે. તેમની સેવાભાવનાને લીધે દરેક પેઢીમાં મનુષ્યત્વ આવે છે. જગતમાં આજ સુધી થઈ ગયેલા મોટા જ્ઞાનીવિજ્ઞાની, મોટા રાજકારણી, મુત્સદ્દી, યોદ્ધાઓ, મોટા ધર્મસંસ્થાપકો, પેગંબર કે અવતારી તરીકે મનાયેલા બધા પોતપોતાની માતાની સેવાવૃત્તિ અને વાત્સલ્યનો લાભ લેતા લેતા મોટા થયેલા હોય છે. અને ચાલુ જમાનાના તેવા મોટા પુરુષો પણ આ વિષે પોતાની માતાઓના ઋણી છે. જન્મથી જેની મા મરણ પામેલી હોય તેને પણ બીજી કોઈ પણ સ્ત્રીના માતૃત્વનો આધાર મળેલો હોવો જોઈએ. કોઈની

પણ સેવાભાવના પર જ તેનું પાલનપોષણ થયું હશે. આ પરથી જોતાં આપણે એકેએક સ્ત્રીપુરુષ, મનુષ્યમાત્ર માતૃત્વના ઋણી છીએ. જેમ જેમ બાળક મોટું થાય છે તેમ તેમ તેને પિતા, ભાઈ, બહેન તેમ જ નિકટના સંબંધીઓનાં વાત્સલ્ય, પ્રેમ અને સેવાભાવનો લાભ મળવા લાગે છે. તે વિના તેનું જીવન ચાલી શકતું નથી. માણસ જેમ જેમ મોટો થાય છે, તેની જીવન વિષેની જરૂરિયાતો વધતી જાય છે અને તેનો સંબંધ વ્યાપક થતો જાય છે તેમ તેમ માતા ઉપરાંત પણ જુદી જુદી વ્યક્તિઓનાં પ્રેમ, સહાનુભૂતિ, સેવા અને સહકારની તેને જરૂર પડે છે. આ રીતે તેના જીવન માટે બીજાઓનીયે સદ્ભાવનાઓની આવશ્યકતા જણાવા લાગે છે. આ ક્રમે વધતાં વધતાં માણસ જ્યારે કાંઈક સમર્થ થાય છે ત્યારે એક બાજુથી તે બીજાઓની સહાનુભૂતિ, પ્રેમ અને સહકારનો સ્વીકાર કરે છે તો બીજી બાજુથી પોતાની તે જ ભાવનાઓ વડે બીજાઓની સેવા કરવાને લાયક બને છે. તે વખતે તેને જેમ બીજાઓની સેવા લેવી પડે છે તેમ સેવાવૃત્તિથી બીજાઓને મદદ પણ કરવી પડે છે. આ દૃષ્ટિથી જોતાં આપણે બધા માણસો – માણસજાત પરસ્પરના પ્રેમ, કરુણા, વાત્સલ્ય, સેવાભાવ વગેરે જેવી સદ્ભાવનાઓ પર પોતાનો જીવનવ્યાપાર ચલાવતા આવ્યા છીએ. આપણા સદ્ગુણો જ આપણા બધાને પરસ્પર ઉપયોગી થઈ પડે છે. આ રીતે માનવજીવન પરસ્પર મદદથી ચાલે છે. નાનપણમાં આપણાથી વડીલ અને જ્ઞાની માણસોની વાત્સલ્ય, પ્રેમ વગેરે ભાવનાઓ દ્વારા આપણે સેવા લઈએ છીએ તો મોટપણમાં તે જ ભાવનાઓ પોતાનાં સંતાન વિષે રાખીને આપણે તેમની સેવા કરીએ છીએ. તે જ પ્રમાણે નાનપણમાં આપણી સંભાળ રાખનારા અને અનેક રીતે આપણા કલ્યાણ માટે એકસરખા પ્રયત્નો કરનારા માણસો વૃદ્ધ થાય છે ત્યારે આપણે તેમની કૃતજ્ઞતાપૂર્વક સેવા કરીએ છીએ. નાનપણમાં માણસ જેમ અસમર્થ અને પરાધીન હોય છે તેમ ઘડપણમાં, રોગી અવસ્થામાં અને જીવનના અંતે પણ તે પરાધીન થઈ જાય છે. તે વખતે સેવા આપવાનો તેનો કાળ પૂરો થાય છે અને તેને સેવા લેવાનો પ્રસંગ આવે છે. આવે

સમયે પ્રેમ અને કૃતજ્ઞતાપૂર્વક તેની સેવા કરવી એ ચાલુ પેઢીનો ધર્મ છે. સેવા કરનાર વૃદ્ધ થાય ત્યારે તેને પણ ભવિષ્યની પેઢી પર અવલંબીને રહેવું પડે છે. જન્મથી માણસ પરાધીન હોય છે અને જીવનના અંતે પણ તે પરાધીન થાય છે. પહેલાં તેને આગલી પેઢી પાસેથી સેવા લેવી પડે છે, વચલા કાળમાં તે સેવા લે છે અને સેવા આપે છે, અને જીવનના દિવસોમાં તેને પછીની પેઢી પાસેથી સેવા લેવી પડે છે. એટલે માનવી જીવન ક્યારેક સ્વાધીન તો ક્યારેક પરાધીન હોવાથી તેમાં સેવા કરવાના અને સેવા લેવાના પ્રસંગો આવે છે. તે તેમને ટાળી શકતો નથી. તેમાંયે આવી પરાધીન અવસ્થા છોડી દઈ નિયે જીવનનો વિચાર કરીએ તો એમ જણાઈ આવે છે કે કોઈ પણ માણસ કેવળ પોતાના એકલાના સામર્થ્ય અને શક્તિબુદ્ધિ પર પોતાનું જીવન ચલાવી શકતો નથી. તેથી જ કુટુંબ, ગામ, સમાજ, દેશ, રાષ્ટ્ર એમ એક કરતાં એક વધારે વ્યાપક એવી માનવી સંસ્થાઓ બનતી આવી છે. એ બધામાં પરસ્પર સહકારવૃત્તિ અને સેવાધર્મ—પરસ્પર ઉપયોગી થવાનો ભાવ—હોય તો જ તે સંસ્થાઓ કાર્યક્ષમ, સમર્થ અને ટકાઉ રહી શકે છે અને માનવજાતિની પેઢીઓ વધારેમાં વધારે સુસંઘટિત, સુસંસ્કૃત, વ્યવસ્થિત, તેજસ્વી, કર્તૃત્વવાન અને ઉન્નત પેદા થઈ શકે છે. તે બધાનો આધાર આપણી સેવાપરાયણતા અને સેવાધર્મની આપણી નિષ્ઠા પર છે.

આ સેવાધર્મ પર જ માણસ નાનાનો મોટો થાય છે. આ સેવાધર્મ સ્ત્રીઓમાં ન હોત, તેમના હૃદયમાં માતૃત્વને સ્થાન ન હોત તો જગતમાં માનવના નિર્માણ જ થઈ ન હોત. તેથી જગતમાં માતૃત્વનો મહિમા ઘણો મોટો માનવામાં આવ્યો છે. વાત્સલ્યને લીધે જ તેને મહત્ત્વ મળેલું છે. જીવનમાં જ્યારે જ્યારે કઠણ પ્રસંગ આવે છે ત્યારે ત્યારે તેમાંથી પોતાને છોડાવવા માટે કોઈ પણ કરુણાશીલ, પ્રેમળ અને સમર્થ વ્યક્તિની આપણને જરૂર લાગે છે. આ બધા ભાવો વાત્સલ્યમાં છે અને તે વાત્સલ્ય માતામાં ભરેલું છે. નાનપણમાં માતા જ આપણને સર્વસ્વ લાગે છે. રોગી અવસ્થામાં પણ માણસને વાત્સલ્યની જરૂર લાગે છે.

તેથી માંદા માણસને વાત્સલ્યપૂર્ણ ભાવથી, પ્રેમથી સેવા કરનારો માતા જેવો લાગે છે. કેટલાક સંતોએ પરમેશ્વરને માતાની તો કેટલાકોએ પિતાની ઉપમા આપી છે. તેનો અર્થ એ જ છે કે માણસને આખી જિંદગી માતૃપિતૃભાવની, વાત્સલ્યની અને પ્રેમપૂર્ણ સેવાની જરૂર છે.

**જીવનવ્યાપી સેવાવૃત્તિ**

જીવનની પહેલી ક્ષણથી માંડીને છેવટની ક્ષણ સુધી માણસને સેવાની જરૂર છે. સેવાધર્મ પરની નિષ્ઠા સિવાય સાચી સેવા થઈ શકતી નથી. બધા સદ્‌ગુણોનો આ ધર્મમાં અંતર્ભાવ છે. સદ્‌ગુણોનો લીધે માનવતાનો વિકાસ થતો આવ્યો છે. જગતમાં જેટલા ધર્મો છે તે દરેકમાં સદ્‌ભાવો અને સદ્‌ગુણોનું મહત્ત્વ માનેલું છે. અને કોઈ પણ સદ્‌ભાવ કે સદ્‌ગુણને તપાસીએ તો તેમાં સેવાનો સંબંધ જ જણાઈ આવશે. પ્રેમ, કરુણા, મૈત્રી, બંધુભાવ, સહકારભાવના તેમ જ ઉદારતા, પરોપકારવૃત્તિ, સમાજ, દેશ, રાષ્ટ્ર વગેરે વિષે ભક્તિ – એ બધામાં સેવાવૃત્તિ જ પ્રધાનપણે છે એમ દેખાઈ આવશે. સદ્‌ગુણો પર જ જગતના કલ્યાણનો આધાર છે. એમાંથી આ બોધ નીકળે છે કે આપણામાં પરસ્પર સેવાભાવ હોવો જોઈએ. તે સેવાભાવ કોઈ જગાએ માતાપિતાના પ્રેમ અને વાત્સલ્યમાંથી પ્રકટ થતો દેખાઈ આવશે તો કોઈ જગાએ ભાઈબહેનના પ્રેમ અથવા મિત્રપ્રેમરૂપે વ્યક્ત થતો આપણને દેખાશે અને તે જ વળી કોઈ જગ્યાએ દાન, પરોપકાર, ઉદારતા, કરુણા, સહાનુભૂતિ, સહકાર વગેરે દ્વારા જણાઈ આવશે. તો તે કોઈ જગ્યાએ પતિ–પત્નીના સંબંધમાં પરસ્પરના જીવનમાં પૂરેપૂરો ભરાયેલો દેખાઈ આવશે. આ રીતે સેવાભાવનાના આધારે જ બધી માનવજાત જીવે છે એમ આપણા અનુભવમાં આવશે. આ ભાવનાની વૃદ્ધિ અને શુદ્ધિ થવા માટે માનવીજીવનમાં સેવાધર્મનું મહત્ત્વ સમજવું અત્યંત જરૂરી છે.

આ લેખની શરૂઆતમાં જ કહ્યું છે કે માણસમાં બીજાં પ્રાણીઓ કરતાં બુદ્ધિ વધારે છે તોપણ કેવળ તે બુદ્ધિના બળ પર તે આજની

શ્રેષ્ઠતાએ પહોંચેલો છે એવું નથી. આ બાબતમાં તેની બુદ્ધિ કંઈક અંશે કારણ છે એમાં સંશય નથી. પણ સદ્ગુણોના રૂપે ઘણે અંશે વ્યાપક દશાએ આવેલો સેવાભાવ માણસમાં વધેલો ન હોત તો આજની શ્રેષ્ઠતાએ પહોંચવું તેને કદી શક્ય થયું ન હોત. માણસ જેમ બુદ્ધિપ્રધાન જીવ છે તેમ તે સામાજિક પ્રાણી પણ છે. સમાજ સિવાય તેનું અસ્તિત્વ નથી. અસ્તિત્વ નથી એટલે જે સાંસ્કૃતિક અવસ્થા પર આજે તે છે તેવી અવસ્થા તેને માટે સંભવિત નથી. તે સાંસ્કૃતિક અવસ્થાની વૃદ્ધિ સેવાધર્મની નિષ્ઠા વગર થશે નહીં. તેવી નિષ્ઠા નિર્માણ કરવા અને દૃઢ કરવા માટે અનેક મહાપુરુષોએ આજ સુધી પ્રયત્ન કરેલો છે. દેશ, કાળ અને પ્રસંગાનુસાર સેવા અને સદ્ગુણોનું મહત્ત્વ તેમણે જુદી જુદી રીતે વર્ણવેલું છે. ત્યાગ વગર સદ્ગુણોની વૃદ્ધિ થતી નથી, એટલું જ નહીં પણ તે વગર સદ્ગુણો ટકવા શક્ય નથી. તેથી તેમણે ઘણા આગ્રહપૂર્વક ત્યાગનો ઉપદેશ કર્યો છે. એક બાજુથી ત્યાગ અને બીજી બાજુથી કોઈનું પણ હિત, આ બંને વાતો સાધવાનું સામર્થ્ય કોઈ પણ સદ્ગુણમાં હોવું જોઈએ. તેમ તે હોય તો જ સદ્ગુણ આત્મકલ્યાણકારી અને પરહિતકારી થઈ પ્રભાવશાળી ઠરે છે. પરહિતકારી કાર્યમાં પણ આપણા ચિત્તમાં સેવાભાવ ન હોય તો તે કાર્ય દ્વારા આપણી ઉન્નતિ થશે એવી ખાતરી નથી. કારણ તેનાથી આપણા મનમાં ક્યારેક અહંકાર પેદા થશે. ક્યારેક તે કાર્ય આપણે લાચારીથી કરતા હોઈએ અને તેથી તે ટાળવા માટે આપણા મનનું વલણ રહેતું હોય અને એ પૈકી કશું જ બની ન આવે તો તે કાર્ય આપણામાં કાલાંતરે જડતા લાવે અથવા આપણામાં ગુલામીવૃત્તિ પેદા કરે. માટે કોઈ પણ કાર્યમાં આત્મકલ્યાણ અને પરહિત એવા બે હેતુ અને સામર્થ્ય હોય તો જ તેનાથી પોતાની અને બીજાઓની ઉન્નતિ થવી શક્ય છે. આપણા કાર્યમાં, કર્મમાં એવું સામર્થ્ય આવવા માટે આપણા મનમાં સેવાભાવ હોવો જોઈએ. અને તેવો ભાવ હંમેશ ટકી રહે તે માટે આપણામાં સેવાધર્મ પર નિષ્ઠાની જરૂર છે.

આપણા તરફથી થતાં કર્મો આ નિષ્ઠાથી થતાં રહે તો આપણામાં માનવતા વધતી રહેશે અને આપણો સમાજ માનવસમાજ તરીકે જગતમાં ટકી રહેશે. યોગ્ય કર્મ સિવાય જીવન ચાલી ન શકે.

त्याग अने कर्तव्यनिष्ठा

શુદ્ધ વિવેક સિવાય યોગ્ય અને અયોગ્ય કર્મો વચ્ચેનો ભેદ આપણે ઓળખી શકીશું નહીં. સેવાધર્મ સિવાય કેવળ કર્મથી આત્મકલ્યાણ અને પરહિત સધાશે નહીં. સેવાધર્મથી આપણે વર્તીએ તો જ આપણામાં પરસ્પર સહકાર રહેશે. આપણે બધા એકમેક માટે ઉદાત્ત ભાવનાથી સહન ન કરીએ તો આપણામાં પ્રેમ, વિશ્વાસ આદિ ભાવો પેદા થશે નહીં અને વધશે પણ નહીં. પ્રેમ, વિશ્વાસ સિવાય ઐક્ય નિર્માણ નહીં થાય. ઐક્ય ન હોય તો સમાજ ટકવો શક્ય નથી. ત્યાગ સિવાય આપણામાં ઉદાત્તતા નહીં આવે. ઉદાત્તતા વગર આપણે એકબીજા માટે સંતોષથી થોડુંઘણું સહન કરી શકીશું નહીં. સંયમ વગર સાચો ત્યાગ સધાશે નહીં. સાચા ત્યાગ વગર સંતોષ રહેશે નહીં. સંતોષ ન હોય તો આત્મકલ્યાણ થવું શક્ય નથી. આ બધા ગુણો સેવાધર્મ અને કર્તવ્ય પર નિષ્ઠા સિવાય સધાશે નહીં. આ બધામાં પરસ્પર એવો સંબંધ છે કે તેમને એકબીજાથી જુદા મળી શકાય તેમ નથી.

પુત્ર માટે બધી રીતે સહન કરવાનું માતાપિતાને કોણ શીખવે છે? દેશ માટે પ્રાણ અર્પણ કરનારા, તે માટે હંમેશ દુઃખો સહન કરનારા, ધર્મ માટે બલિદાન આપનારા, કુટુંબમાં પરસ્પર સંતોષથી સહન કરનારા —આ બધાને પોતાની નિષ્ઠામાંથી જ બધું સહન કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે. આપણું આ માનવજીવન આ નિષ્ઠા પર જ ચાલેલું છે. પોતાની વૈયક્તિક અડચણોને, પોતાનાં વૈયક્તિક દુઃખોને ન ગણકારતાં આપણે એકબીજાને માટે સંતોષથી જે સહન કરીએ છીએ તેના પર જ આપણા બધાનું જીવન ચાલેલું છે. આ સહન કરવામાં જ્યાં બાધા આવે છે— જ્યાં કેવળ સ્વાર્થથી આપણે વર્તીએ છીએ ત્યાં માનવતાનો વિકાસ બંધ પડે છે. આ વિકાસ હમેશ ચાલતો રહે એવી આપણી ઇચ્છા હોય

તો આપણે પોતાના દરેક કર્મમાં કર્તવ્યનિષ્ઠા અને સેવાભાવના રાખવાનો પ્રયત્ન કરવો જોઈએ. જન્મથી માંડીને અંત સુધી માનવજાતિના સદ્-ગુણો પર આપણા જીવનનો આધાર છે. માનવજાતિમાં આજે જે કાંઈ ગુણ, સંતોષ, આનંદ અને ઉત્સાહ દેખાય છે તેમાં આપણી માનવતા એટલે આપણા સદ્ગુણો કારણ છે. અને જે કાંઈ દુઃખ, આપત્તિ અને અનર્થ જણાય છે તેમાંયે આપણા દુર્ગુણો કારણ છે. આપણા સદ્ગુણ-દુર્ગુણ, સેવાવૃત્તિ અને સ્વાર્થ, ધર્મ અને અધર્મનું જ આ બધું પરિણામ છે. આ વાત ધ્યાનમાં લઈને આપણે બધાએ આપણા જીવનમાં સદ્ગુણોને, સેવાધર્મને મહત્ત્વ આપવું જોઈએ. માનવતાને આપણા જીવનનો આદર્શ સમજવો જોઈએ. આ બાબત આપણે ધ્યાનમાં લઈશું તો આપણે બધા સુખી થઈશું એમાં સંશય નથી.

## ૧૨.

## પ્રતિષ્ઠાનો મોહ

પ્રત્યેક મોહ, માણસની ઉન્નતિમાં બાધક અને અવનતિમાં કારણ થાય છે. તેમાંયે માન અને પ્રતિષ્ઠાના મોહની વિશેષતા એ છે કે, તેનાથી થતી અવનતિ જલદી તેના ધ્યાનમાં આવતી નથી; માટે તે બાબતમાં સાધકે વધારે સાવધ રહેવું જરૂરી છે. આ મોહમાંથી તમારે અલિપ્ત રહેવું હોય તો તમારે તમારા ધ્યેયનું સતત ભાન રાખવું જોઈએ. તમે દેશકાર્યમાં, રાષ્ટ્રકાર્યમાં, સમાજસેવામાં હો તો તમારા સદ્ગુણોને લીધે, સેવાવૃત્તિને લીધે તમારું ગૌરવ કરવાની, તમારું માનસન્માન કરવાની લોકોને ઇચ્છા થાય એ સહજ છે. પરંતુ એવે પ્રસંગે તમારું ગૌરવ ન કરાવતાં, પોતે માન ન લેતાં તમારા સદાચરણનું અનુકરણ કરવાનો તમારે તેમને આગ્રહ કરવો અને તેમ કરવામાં તમારું ગૌરવ છે એમ તમારે તેમને સમજાવવું જોઈએ. લોકોના મનમાં તમારે વિષે ખરો આદર હોય તો તેઓ તમારું કહેવું સાંભળશે. તમારે વિષે તેમના મનમાં

રહેલા સદ્‌ભાવનો તેમના કલ્યાણ માટે ઉપયોગ કરવો એમાં ખરી સેવા છે. જો તમારા મનમાં લોકો વિષે ખરો પ્રેમ જાગ્રત હોય, તમે નિરહંકારી હો અને તમે પોતાની ઉન્નતિ વિષે સાવધ હોઈ તમારામાં કાર્યદક્ષતા હોય તો જ તમે આ સાધી શકશો. પણ આ સદ્‌ગુણો તમારામાં નહીં હોય તો માનપ્રતિષ્ઠાના અને કીર્તિના મોહમાં તમે વધુ ને વધુ સપડાશો. વખત જતાં તે તમારું વ્યસન થઈ જશે. માનપ્રતિષ્ઠા સિવાય સત્કર્મ કરવાની તમારી બુદ્ધિ નાશ પામશે. જે પ્રમાણે વ્યસની માણસને કેફી વસ્તુ મળ્યા વગર કાર્ય કરવાનો ઉત્સાહ આવતો નથી તેવી તમારી સ્થિતિ થશે. દરેક સારું કર્મ કરતી વખતે તમે તમારી પ્રસંશાની રાહ જોતા રહેવાના. તે ન મળે તો તમારા મનમાં ખેદ ઉત્પન્ન થશે. સત્કર્મ પરની તમારી શ્રદ્ધા નાશ પામશે અને માનવતાની તમારી ઉપાસના છૂટી જશે. કોઈ તમને માન ન આપે એટલે તે વાત તમને અપમાનની જેમ દુઃખકર થશે. તેના વિષે તમારા મનમાં ક્રોધ કે તિરસ્કાર ઉત્પન્ન થવાનોયે સંભવ છે. માનની ખોટી ટેવ તમને કેટલે સુધી અવનતિ તરફ લઈ જશે તે નક્કી ન કહેવાય. આજ સારાં કામોમાં પડેલા અનેક માણસો પૈકી ઘણા કાર્ય કરવાને અને તે દ્વારા પોતાની ઉન્નતિ કરવાને બદલે પોતાની માનપ્રતિષ્ઠા તરફ વધારે ધ્યાન આપે છે અને તે માટે પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ રીતે યુક્તિઓ કરે છે, તેમ જ અસત્ય, દંભ, ધૂર્તપણું આચરે છે અને બહારથી કાર્યનિષ્ઠા અને નિરહંકારીપણું દાખવે છે. આ બાબતમાં સાવધ નહીં રહો તો તમે પણ તેમના જેવા જ થશો.

માણસ આ મોહમાં એકદમ ફસાઈ જતો નથી. માન આપનાર અને લેનાર બંનેને આ વાતમાં આનંદ થાય છે. તેને લીધે તે સ્વીકારતાં આપણે કંઈ ભૂલ કરીએ છીએ એવું પ્રથમ તો લાગતું નથી, ઊલટું તેને લીધે આપણે બીજાઓને આનંદ આપીએ છીએ એમ લાગે છે; પરંતુ આગળ જતાં એમાં કેટલાં અસત્ય, દંભ અને અન્યાયમાં આપણને પડવું પડે છે એની કલ્પના કોઈને પણ આવતી નથી. માનપ્રતિષ્ઠાની એક વાર ચટ લાગ્યા પછી અને તેનું વ્યસન પડી ગયા પછી માણસની પહેલી સ્થિતિ

રહેતી નથી. તે દિવસે દિવસે અવનતિ તરફ ધકેલાતો જાય છે. સાત્વિકતાથી રહેનારા, ઉન્નતિ માટે પુષ્કળ સહન કર્યું હોય છે એવા ભક્ત કોટિના માણસો પણ લોકોએ આપેલી માનપ્રતિષ્ઠાને લીધે અને કીર્તિને લીધે પોતાને ઈશ્વર માનવા લાગે છે. એટલો મદ અને નશો આ મોહમાં છે કે તે થોડા જ દિવસમાં માણસને પોતાની મનુષ્યતા ભુલાવી દે છે. 'હું જ આત્મા છું', 'હું જ બ્રહ્મ છું', 'હું જ ઈશ્વર છું', એવું ગમે તેમ અસંબદ્ધ તેની પાસે બોલાવે છે. માણસનો અહંકાર, તેનો અવિવેક, તેની અસાવધતા અને માનવતા પરનો તેનો અવિશ્વાસ આ જ તેનાં કારણો છે. પોતા વિષેના લોકોના આદરને લીધે તેનો અહંકાર પોષાતો જાય છે, તેને ઉત્તેજન મળે છે. તે અહંકારમાંથી મદ, મદમાંથી નશો, નશામાંથી બુદ્ધિભ્રંશ અને તેને લીધે બધા અનર્થો થાય છે. આ મોહમાં રહેલો મદ અને નશો ઉગ્ર ન હોય તોયે તે આપણી મતિ અને વિવેકને બધિર કરી નાખે છે એમાં શંકા નથી.

આ મોહમાં માણસ સપડાય એટલે પહેલી વાત એ બને છે કે તેની સત્ય પરની શ્રદ્ધા ઓછી થાય છે. પોતામાં હોય તે ગુણો સાથે, ન હોય તે ગુણો પણ પોતામાં છે એમ બતાવવાની મનોવૃત્તિ થાય છે. તે ગુણો વિષે લોકો પ્રશંસા કરે તો તેને સારું લાગે છે. ઈશ્વરનો ભક્ત કહેવડાવનારો પણ પોતામાં ન હોય એવી ચમત્કારની શક્તિ પોતામાં છે એવો ભાસ કરાવે છે, અથવા તેવી શક્તિ છે એમ લોકો કહેવા લાગે એટલે તે તેને માન્ય કરે છે. તે આ મોહમાં ફસાઈ જાય છે. પોતામાં ન હોય એ ગુણો વિષે પોતાની પ્રશંસા સાંભળવાની ટેવ પડ્યા પછી બીજાઓના તે ગુણોની પ્રશંસા સાંભળતાં જ તેને ઈર્ષા અને મત્સર થવા માંડે છે. તેમના પર કેટલુંક દોષારોપણ કરવાનો તે પ્રયત્ન કરે છે. આ રીતે સત્ય છૂટી ગયા પછી એક પછી એક અનુચિત બાબત તેના તરફથી થવા લાગે છે. બધું જેનાં ધનવાન, ઉદાર કે પરોપકારી હોય છે એવું નથી, એટલું જ નહીં પણ તેના દાનમાં દયાવૃત્તિ હોય છે એવું પણ નથી. તે જ પ્રમાણે રાષ્ટ્રકાર્ય કરનારાઓમાં વ્યાપક રાષ્ટ્રભાવના હોય છે જ એવું નથી.

તીર્થયાત્રા કે ભજનપૂજન કરનારામાં ઈશ્વરી પ્રેમ, માનવપ્રેમ, અને ભૂતદયા હોય છે જ એમ નથી. આ પરથી આપણે સમજવું જોઈએ કે, ગીતા પર વ્યાખ્યાન આપવું અને આધ્યાત્મિક જ્ઞાન હોવું એમાં ફેર છે. અવિવાહિત સ્થિતિ અને બ્રહ્મચર્ય અવસ્થા એમાં ફેર છે. હિમાલય અને એકાંતવાસનો જ્ઞાન સાથે સંબંધ છે જ એવું નથી. બળસંપન્ન હોવું અને પવિત્રતા સાધવી એમાં ઘણો ફરક છે. સાધુતા અને તે માટે અલગ વેષ—એનો કશો સંબંધ નથી. આમ હોવા છતાં આ બાબતમાં શ્રદ્ધાળુપણાથી લોકો ફસાઈ જાય છે અને જાણીબૂઝીને તેમને ફસાવવામાં પણ આવે છે. જે સત્યનો ઉપાસક છે તે ગુણો વિષે નિરહંકાર રહે છે અને પોતામાં ન હોય તે ગુણોનો કદી ભાસ કરાવતો નથી. તેને પ્રતિષ્ઠા કરતાં સત્ય અને માનવતા અનેકગણી શ્રેષ્ઠ લાગે છે.

તમે બાહ્ય વેષથી કે ઉન્નતિને જરૂરી ન હોય એવા એકાદ મત કે નિયમથી પોતાની વિશેષતા દાખવવાનો પ્રયત્ન ન કરશો. તમારામાં સાદાઈ અને વ્યવસ્થિતતા હોવી જોઈએ. આરોગ્ય અને સ્વચ્છતાને તમે મહત્ત્વ આપો. સદ્‌ગુણ અને સદાચારને લીધે જે સ્વાભાવિક વિશેષતા તમારામાં જણાય તેના કરતાં બીજી કોઈ પણ વિશેષતાને તમારા કલ્યાણની દૃષ્ટિથી તમારા મનમાં મહત્ત્વ ન હોવું જોઈએ. વિશેષતાથી માણસમાં જુદાપણું દેખાય છે. જુદાપણાને લીધે લોકોમાં તેને વિષે કોઈ ભાવ નિર્માણ થાય છે. તેટલા માટે કોઈ પોતાની વિશેષતા બાહ્ય વેષથી, કોઈ ભાષણ કરીને અને કોઈ કંઈ સંકેતથી બતાવે છે. કદાચ તેમાં તેમનો પહેલો હેતુ નિરહંકારનો અને સાવધતાનો હોય, છતાં આગળ જતાં ધીરે ધીરે દંભ અને અહંકારની વૃદ્ધિ થાય છે. એકંદરે ઉન્નતિની દૃષ્ટિએ એવી વિશેષતાનો કશો ઉપયોગ નથી, ઊલટું માનપ્રતિષ્ઠામાં તેનો ઉપયોગ થાય છે.

કદાચ તમારા પૈકી કોઈ આગળ જતાં કાળાંતરે શ્રેષ્ઠ થાય અને તેનો રૌપ્ય ને સુવર્ણ મહોત્સવ ઊજવવાનો પ્રસંગ આવે. તે વેળાએ તેને સાવધપણે ટાળવામાં જ તેનું અને બીજાઓનું પણ કલ્યાણ છે. નહીં તો તે નિમિત્તે તેનો માનપ્રતિષ્ઠાનો મોહ જામત થશે. લોકેષ્ણાને માન

આપવાના બહાના નીચે અને નિરહંકારના ભ્રમ પર તે માટે તે તૈયાર થશે અને છેવટે તેમાં સપડાશે. ત્યારે તેને કોઈ જાગ્રત કરવા લાગે તો તે તેને શત્રુ જેવો લાગશે. તેને પોતાની ઈર્ષ્યા અને મત્સર થાય છે વગેરે વગેરે કહેવામાં તે પાછો પડશે નહીં; કારણ કે અહંકાર જાગ્રત થયા પછી વિવેક રહેવો કઠણ છે. આપણે જો સદાચરણી હોઈએ, તે પર આપણી નિષ્ઠા હોય, માનવજાતિનું તેમાં કલ્યાણ છે એવી આપણી ખાતરી હોય, તો આપણે માનપ્રતિષ્ઠાના મોહમાં કદી પડીશું નહીં. સદાચરણને લીધે આપણામાં જે બળ નિર્માણ થતું જશે, જે શુદ્ધિ વધતી જશે તેનો ઉપયોગ બીજા કોઈ પણ કામમાં ન કરતાં સદાચારનું બળ અને શુદ્ધિ વધારવામાં આપણે કરતા રહીશું. માનવતા પર વિશ્વાસ અને સાવધાનતાને લીધે આપણે આ જ આચરતા રહીશું. અહંકારમાં માનવતાનું ગૌરવ ન હોઈ તેની વિડંબના છે. ધન, વિદ્યા, બળ, યૌવન, સૌંદર્ય, કળા, સત્તા, એટલું જ નહીં પણ ઈશ્વરભક્તિ ને જ્ઞાનને નિમિત્તે પણ જીવમાં રહેલો અહંકાર જાગ્રત થઈને વધતો હોય છે. લોકાદરથી તે પોષાતો જાય છે. પણ આપણે એ બધું ઓળખીને સ્પષ્ટપણે સમજવું જોઈએ કે લોકોની હોંશ ખાતર આપણે ભૂલભરેલા માર્ગે લોકરંજનમાં ન પડવું જોઈએ. લોકો આજ આપણને ઈશ્વર બનાવશે અને તેમાંથી આનંદ મેળવશે તો કાલે આપણું પતન થતાં નિંદા કરીને તેમાંથી પણ આનંદ મેળવશે અને સમજો કે તેઓ આપણી નિંદા ન કરે અને છેવટ સુધી તે આપણા પ્રશંસક અને પૂજક રહે તો તેને લીધે તેમનું કે આપણું કયું કલ્યાણ સધાશે? એકબીજામાં ન હોય એવા ગુણોની પ્રશંસા કરતા રહી કે દોષ સહન કરતા રહી બધાને દંભી બનાવવામાં કોનું કલ્યાણ સધાવાનું છે? આ બધી બાબતોનો વિચાર કરીને તમારે અહંકારથી દૂર રહેવું જોઈએ. ચિત્ત હંમેશ શુદ્ધ રાખીને પોતાની માનવતા વધારવા માટે સદ્ગુણોનો આગ્રહ રાખવો એ જ પોતાના જીવનનું કાર્ય છે એમ તમારે સમજવું જોઈએ. જીવનનું ખરું મહત્ત્વ તમને સમજાયા પછી અને જીવનનો શુદ્ધ આદર્શ તમારે ગળે ઊતર્યા પછી તમે કોઈ પણ મોહમાં પડશો નહીં. પરમાત્મા

પર તમારી નિષ્ઠા હશે તો તે તમને બધા મોહમાં, વિઘ્નમાં અને સંકટમાં સાવધ રાખશે અને તમને માનવતાની સીમા પર્યંત લઈ જઈ પહોંચાડશે એમાં મને શંકા લાગતી નથી.*

## ૧૩
## સમબુદ્ધિયોગનું ક્ષેત્ર

તમારો લેખ ('અહિંસા કે સમબુદ્ધિથી હિંસા?') મને ગમ્યો. મૂળ શંકા વાંચીને મને એમ વહેમ પડ્યો કે, એ અહિંસાના વિચારની મશ્કરી કરી છે કે શું? પણ જો સાચે જ કોઈના એવા વિચારો હોય તો તે બાબત જે વિચાર સૂઝે છે તે હું ટૂંકામાં તમારે માટે લખી મોકલું છું.

સમબુદ્ધિના ઉપદેશનું કારણ

પોતાનાં સુખદુઃખ, લાભહાનિ, યશઅપયશ, જીવનમરણ, પાપપુણ્ય વગેરે બાબતોમાં અનેક સાચીખોટી કલ્પનાઓ આવે અને તેથી મન ચંચળ થતું હોય તે વખતે ચિત્તને સ્થિર રાખીને કર્મ કરતાં આવડે એ માટે સમબુદ્ધિની જરૂર હોય છે. બીજાનાં સુખદુઃખ, ભલાઈ-બૂરાઈ, હિંસા-અહિંસા વિષે વિચારશૂન્ય થવા માટે સમબુદ્ધિની જરૂર નથી. પોતાની ધાર્મિક માન્યતાઓ અને હાર્દિક ભાવનાઓને લીધે સ્વજનોની હિંસા કરવામાં અર્જુનને ભય અને પાપ લાગતાં હતાં તે દૂર કરવા માટે તે પ્રસંગનું તેનું કર્તવ્ય અને તેનો ધર્મ સમજાવતાં, ભય અને પાપમાંથી છૂટવાના માર્ગ-ઉપાયરૂપે તેને સમબુદ્ધિનો ઉપદેશ આપવામાં આવ્યો છે. 'કર્મો મને અર્પણ કર', 'મત્પરાયણ થઈને કર્મ કર', 'ઈશ્વરનું સૂત્રધારપણું ઓળખીને કર્મ કર', વગેરે જે વચનો ગીતામાં કહ્યાં છે તે નિરહંકારપણે કર્મ કરવામાં આવે, કર્તાપણાનું અભિમાન ન રાખતાં કર્મ કરવામાં આવે, તો એ કર્મનાં સારાં નરસાં

* પ્રવચન.

ફળો-પરિણામોથી માણસ અલિપ્ત રહી શકે છે, તેને કર્મનું બંધન થતું નથી એ વાત સમજાવવા અને ઠસાવવા માટે અને પાપના ભયમાંથી અર્જુનને મુક્ત કરવા માટે કહ્યાં છે. સમબુદ્ધિ કહેવાનો હેતુ પણ તે જ છે. મરણ પછી થનારી આપણી ગતિના ભય સાથે પાપનો સંબંધ માનવામાં આવ્યો છે.

આજે આપણી ધાર્મિક કલ્પનાઓ, ભાવનાઓ, માન્યતાઓ તે જમાનાના જેવી રહી હોય એમ લાગતું નથી. વર્ણસંકરતા, પિંડોદક
ન મળે તો પિતરોની થનારી દુર્દશા, કર્મવિપાક,
ઘર્મકલ્પનામા फेरफार પુનર્જન્મ, ફલાસક્તિને લીધે ભોગવવી પડતી
જન્મમરણની પરંપરા, મોક્ષ વગેરે માન્યતાઓ,
શ્રદ્ધાઓ અને ભાવનાઓ આજે ઘણી બદલાઈ ગઈ છે. આ સ્થિતિમાં તે કાળનો ઉપદેશ આપણે માટે નથી એમ આપણે સમજવું જોઈએ. તે કાળની ધર્મ વિષેની કલ્પનાને અનુસરીને જ તેમની પાપ વિષેની કલ્પનાઓ હતી, અને તેને અનુસરીને જ પાપક્ષાલનના — પ્રાયશ્ચિત્તોના ઉપાયો પણ કાલ્પનિક હતા.

पश्यन्शृण्वन्स्पृशन्जिघ्रन् એ શ્લોકમાં કહેલી સ્વાભાવિક ક્રિયાઓ પ્રમાણે જ શસ્ત્રો ચલાવવાં – લડવું, એ તે કાળના ક્ષત્રિયોનુ લગભગ સહજકર્મ થયેલું હતું. એ જ પોતાનો જન્મજાત ધર્મ છે એવી તેમની શ્રદ્ધા હતી, અને તે પ્રમાણે જ તેમનો સ્વભાવ બનેલો હતો. ધર્મ્ય માનેલી બાબતો માટે પ્રસંગ આવ્યે પ્રાણ લેવો-દેવો, પ્રાણ લેવા-દેવા તૈયાર થઈ જવું, એ વાતો તેમના નિત્યજીવનમાં સ્વાભાવિક બની ગયેલી હતી. એમાં એમને કાંઈ વિશેષપણું જ લાગતું નહીં.

હિંસાનો વિચાર કરતાં શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદમાંનો આપણી વૃત્તિ કે મનને અનુકૂળ લાગતો ભાગ આપણે ગ્રહણ કરી લઈએ છીએ, પણ તે સાથે ધાર્મિક મનાયેલી બીજી બાબતોમાંયે તે લોકો કેટલા દૃઢ હતા તે આપણે લક્ષમાં લેતા નથી. દ્રૌપદી સાથેના સંબંધમાં પાંચ ભાઈઓ વચ્ચે ઠરેલા નિયમનો અર્જુનથી થોડોક ભંગ થતાં જ તેણે તીર્થાટનનું પ્રાયશ્ચિત્ત લીધું. તે બાબતમાં તેણે કોઈનું કશુંયે માન્યું નહીં.

સાચું જોતાં, આ નિયમભંગ એક બીજા ધર્મનું આચરણ કરવા માટે, શુભ હેતુ માટે તેને કરવો પડ્યો હતો. પણ શુભ હેતુનો આશ્રય લઈ પ્રાયશ્ચિત્ત ટાળવાનો પ્રયત્ન તેણે કર્યો નહીં. સમગ્ર ગીતાતત્ત્વ સમજ્યા પછીયે જયદ્રથવધની બાબતમાં પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ નથી થઈ તે જોતાં જ, પોતાના પક્ષની, આખી લડાઈની, વિજયની બધી મદાર પોતાના પર છે એમ જાણતાં છતાંયે, શસ્ત્ર છોડી ચિતા પર ચડવા તે તૈયાર થયો. ગાંડીવની યુધિષ્ઠિરે નિંદા કરી ત્યારે પોતાની પ્રતિજ્ઞા પાળવા તે તરવાર લઈને તેમના પર ધસ્યો. આ બધા પરથી એ જ દેખાય છે કે, શસ્ત્ર વાપરવું અને પ્રાણ લેવા-દેવા પ્રવૃત્ત થવું, એ તેમના રોમરોમમાં ઊતરેલો સ્વભાવ હતો. અને, આ બધું છતાં હિંસામાં દોષ છે એ પણ તેમને માન્ય હતું; અને તેથી જ, ભારતીય યુદ્ધમાં થયેલા પાપનું પ્રાયશ્ચિત્ત અશ્વમેધ યજ્ઞ કરીને પાંડવોને કરવું પડ્યું. હિંસાના દોષનું ક્ષાલન બીજી હિંસા જ વડે કેવી રીતે થઈ શકે એ તે કાળના લોકો જ સમજી શકે! પણ એવી તેમની ધર્મ, પાપ અને પાપક્ષાલનની કલ્પનાઓ હતી એ વાત નક્કી.

તેવી જ આજે આપણી કલ્પનાઓ છે એમ કોઈ કહે એમ લાગતુ નથી, અને જો તેમ ન હોય તો તેમની સમબુદ્ધિનો આધાર આજ આપણને શા કામનો? સારાંશ, અર્જુનને આપેલા ઉપદેશ પરથી આપણાં આજનાં કર્તવ્યો આપણે ઠરાવી શકીએ નહીં. કારણ કે કાળના વહેવા સાથે ધર્માધર્મની બાબતના આપણા વિચારો બદલાયેલા છે, તથા શિક્ષણ, સંસ્કાર, અનુભવ, અને પરસ્પર સંબંધમાંયે ફરક પડી ગયો છે.

**ધર્મ્ય કર્મ ઠરાવવાની દૃષ્ટિ**

સમબુદ્ધિ, સ્થિરબુદ્ધિ, સહજકર્મ, વ્યક્તિગત ફલાસક્તિ છોડીને કરેલું કર્મ, વગેરે પરથી એક કર્મ સારું કે નરસું (યોગ્ય કે અયોગ્ય) તે ઠરાવી શકાય નહીં. સારાનરસાની પરવા ન કરવી એમાં સમબુદ્ધિનો આભાસ આવવાનો સંભવ છે. સતત અભ્યાસ (મહાવરા)ને લીધે સ્થિરબુદ્ધિથી સહજપણે કર્મ કરતાં આવડે એ શક્ય છે. વ્યક્તિગત

લાભની દૃષ્ટિ મુખ્ય ન રાખતાં, સામુદાયિક લાભની દૃષ્ટિએ કરેલાં કર્મો ફલાશારહિત છે એમ માની શકાય. માટે એટલા પરથી જ એવાં બધાં કર્મો નિર્દોષ જ છે એમ ન કહી શકાય. કર્મોની સદોષતા-નિર્દોષતા એ કેવળ સમવિષમ બુદ્ધિ પરથી કે સકામ— નિષ્કામ હેતુ પરથી ઠરતી નથી. તે કર્મ ન્યાય્ય અથવા ઉચિત છે કે નહીં તે જોઈ તેની યોગ્યાયોગ્યતા ઠરાવવાની હોય છે. સમબુદ્ધિ, સ્થિરબુદ્ધિ, ફળ વિષે અનાસક્તિ વગેરે પ્રશ્નો ત્યાર પછીના છે. કેવળ સમબુદ્ધિથી કરેલી હિંસા અહિંસા જ છે એમ માનીએ, તો તો એવાં કેટલાંયે કર્મો સદોષ હોવા છતાં કેવળ સમબુદ્ધિથી કરેલાં હોવાથી નિર્દોષ સમજવાં લાગશે. ચોરી, ધાડ, જુગાર, દુરાચાર વગેરે સર્વે કર્મોમાં નિષ્ણાત લોકો કર્મ કરતાંયે અકર્તા થઈ શકશે. ધાડુપાડુઓની ટોળીનો માણસ કેવળ વ્યક્તિગત સ્વાર્થ માટે કોઈને લૂંટતો નથી. તે પરથી એમ ન કહી શકાય કે, વ્યક્તિગત સ્વાર્થ માટે નહીં, પણ સામુદાયિક સ્વાર્થની દૃષ્ટિએ કરેલા તેના કર્મમાં સદોષતા નથી.

'न जायते म्रियते वा कदाचित् ।' 'अशोच्यानन्वशोचस्त्वम् ।' વગેરે શ્લોકો દ્વારા આત્માની અમરતાનો જે ઉપદેશ ગીતામાં કરેલો છે, તેને આધારે હિંસામાં દોષ નથી એમ માની જો હિંસાનું ખોટું સમર્થન કોઈ નિઃશંકપણે હિંસાનું સમર્થન કરે તો, તેણે સંત તુકારામના નીચેના અભંગનું રહસ્ય જાણવાનો પ્રયત્ન કરવો :

> वाचे अुपदेशिला कोल्हा । सुखें खाअु द्यावें मला ।।
> अंती मरसी तें न चुके । मज हि मारितोसी भुके ।।
> येरू म्हणे भला भला । निवाड तुझ्या तोंडें झाला ।।
> देह तंव जाणार । घडेल हा अुपकार ।।
> येरू म्हणे मनीं । अंमें जावें समजोनी ।।
> गांठी पडली ठका ठका । त्याचें वर्म जाणे तुका ।।

વાઘે ઉપદેશી શિયાળ, સુખે ન્હેને ખવાડ;
અને મરતું ન ચૂકે, મારે મનેયે તુ બૂએ.
પેલી કહે ખરો, ખરો, તારે મોઢે નિર્ણય કર્યો;
દેહ તો જનાર, હું–પર થાય ઉપકાર.
પેલો બોલે છે મને, હવે સિધાવુ સમજીને,
કંઠ દગ સાથે ગાંઠ પડ્યે, તુકો જાણે વાત.

*यस्य नाहङ्कृतो* ભાવો એ શ્લોકમાંના સિદ્ધાંતનો હિંસા માટે આધાર લેવા પહેલાં, પ્રથમ એવો નિરહંકારી મનુષ્ય શોધી કાઢવો જોઈએ. તે કેમ વર્તે છે, તેને હાથે કેવા પ્રકારનાં કર્મો થાય છે, તેની સ્થિતિ–મતિ–વૃત્તિ કેવી છે તેની આપણે શોધ કરવી જોઈએ. પછી તે પરથી નિરહંકારી પુરુષના સાચા વર્તનનું આપણને જ્ઞાન થશે અને તેને આધારે એ બાબતમાં આપણે કાંઈ સિદ્ધાંત નક્કી કરી શકીશું. પણ આપણે તેવું કાંઈ ન કરતાં, તે સ્થિતિને ન ઓળખતાં, કેવળ આપણી કલ્પનાની એક નિરહંકાર વ્યક્તિ બનાવી, તેના હાથમાં શસ્ત્રો આપી, તે વ્યક્તિના હાથે સર્વ લોકનો સંહાર થાય તોયે તે નિર્દોષ છે એમ માની, તેના આધાર પર આપણા મનમાં ઉદ્‌ભવતી હિંસાને અહિંસા ઠરાવવાનો પ્રયત્ન કરવાની ઉતાવળ કરવી યોગ્ય નહીં થાય. તાત્ત્વિક તેમ જ વ્યાવહારિક દૃષ્ટિએ આ વાત અસંભવિત છે. કેમ કે, તેમાં રહેલી નિરહંકારી વ્યક્તિ કાલ્પનિક છે, તેનાં લોક, હિંસા-અહિંસા, નિર્દોષતા બધી જ બાબતો કાલ્પનિક છે. આમાં માત્ર કલ્પના કરનાર અને તેની હિંસાવૃત્તિ એ જ બે વસ્તુ સત્ય છે! માટે પ્રત્યક્ષ નિરહંકારી માણસ મળે ત્યાં સુધી આપણે ધીરજ રાખવી જોઈએ.' ત્યાર પછી, તે બાબતમાં કાંઈ ઠરાવવું સહેલું થશે એમ લાગે છે.

હિંસામાં દોષ વિષેની કલ્પના લાંબા કાળથી માનવસમાજમાં ઉત્પન્ન થયેલી છે. આજે તે વિશેષ સ્પષ્ટપણે માણસને લાગે છે. તે સાથે જ મનુષ્યમાં સ્વાર્થવૃત્તિયે ભરપૂર છે. તે સ્વાર્થવૃત્તિ માટે જ્યારે જ્યારે

તેને હિંસા કરવી પડે છે, ત્યારે ત્યારે તેને નિર્દોષ ઠરાવવાનાયે માણસે પ્રયત્નો કર્યા છે. સ્વાર્થ કદીક વ્યક્તિગત હોય, તો કદીક જાતિ, સમાજ, ધર્મ, રાષ્ટ્ર, દેશ વગેરે રૂપનો હોય. યજ્ઞાર્થે, ધર્માર્થે, દેશાર્થે કરેલી હિંસા અથવા પરમેશ્વરને નામે કરેલી હિંસા એ હિંસા નથી પણ ઊલટું તે કર્તવ્ય છે, તે કરવામાં પુણ્ય છે, એવા આશયનાં વચનો ધાર્મિક અને રાષ્ટ્રીય ગ્રંથોમાંથી મળી આવશે. તે વચનોના જ આધારે મોટા મોટા યજ્ઞો કરવામાં આવતા. તેને જ આધારે પોતપોતાના સમાજને ઉશ્કેરી ધર્મને નામે 'ક્રુસેડો' જેવી ધાર્મિક લડાઈઓ લાંબા સમય સુધી ચાલુ રખાતી. તેની મદદથી એક ધર્મના લોકો બીજા ધર્મના લોકો પર બેહદ અત્યાચાર કરતા. આજનો ઘનઘોર હત્યાકાંડ પણ આના જ આધારો પર ચાલે છે. માણસમાં રહેલી દુષ્ટતા, કઠોરતા, સ્વાર્થ વગેરે વૃત્તિઓ જ્યારે ધર્મનો અને દેશભક્તિનો આશ્રય લઈ ઊઠે છે, ત્યારે તે ભયંકરતાની પરાકાષ્ઠાએ પહોંચે છે.

યજ્ઞના બલિદાનને આજ કોઈ ધર્મ સમજે છે? 'ક્રુસેડ' જેવાં યુદ્ધોને તે ધર્મના અનુયાયી સિવાય બીજા કોઈ ધર્મયુદ્ધ સમજે છે? પુણ્ય કે સદ્‌ગતિની લાલચ પર કરાવવામાં આવેલા સંહારને કોઈ ધર્મ સમજે છે?

થોડો વિચાર કરતાં ગીતામાંયે આ જ વાત કહેલી માલૂમ પડશે. 'हतो वा प्राप्स्यसि स्वर्गम्' એ શ્લોકમાં મરશે તો સ્વર્ગ, અને જીતશે તો રાજ્ય મળશે — એ બન્ને વાતો હિંસાને નિર્દોષ ઠરાવવા માટે જ છે. એ બેઉની જેને પરવા ન હોય, પણ જેને મોક્ષ કે એવી જ કોઈ ઉચ્ચ આકાંક્ષા હોય, અને તેથી જેને હિંસા દોષરૂપ લાગતી હોય, તેના સમાધાનાર્થે 'સમબુદ્ધિનો માર્ગ' શોધવો પડ્યો. પરંતુ યજ્ઞ, ધર્મ, દેશ, સમબુદ્ધિ એ સર્વે કલ્પનાઓ એક જ વર્ગની છે. બીજી અને સમબુદ્ધિની કલ્પનામાં ફરક એટલો જ છે કે, સમબુદ્ધિની કલ્પનામાં પુણ્યની કે સ્વર્ગની આશા ન દેખાડતાં, મોક્ષની આશા દેખાડી છે.

'પાપપુણ્યની જૂની કલ્પનાઓ–માન્યતાઓ આજની પેઢીમાં લગભગ નાશ પામી ગઈ છે. તે પરથી લાગના ભય અને લાલસાની ભાવનાઓ પણ પહેલા જેવી હવે રહી નથી. હજારો વર્ષ જૂની अल्प दोषास्पद हिंसा એ કલ્પનાઓ, માન્યતાઓ કે ભાવનાઓને મુખ્ય પ્રમાણ માનીને, તે પરથી આપણે આપણા આજના જીવનની સર્વસાધારણ બાબતોનો નિર્ણય કે ધોરણ ઠરાવતા નથી. એ સ્થિતિમાં, આજે પ્રત્યક્ષ બનતી બાબતો, તેનાં કારણો અને પરિણામો પરથી આપણે બહુ તો એટલું જ કહી શકીએ કે, માત્ર વ્યક્તિગત કે સામુદાયિક સ્વાર્થ ખાતર, કે વિલાસ અને વૈભવ વધારવા માટે થતી હિંસા કરતાં પોતાનાં કે પોતાના જેવા બીજાઓનાં પ્રાણ અને શીલના રક્ષણ માટે, તેમ જ ન્યાયપૂર્વક આજીવિકા ચાલે તે માટે, જે હિંસા કરવી પડે તે તદ્દન અલ્પ દોષવાળી છે. તેટલોયે અલ્પ દોષ ટાળીને પોતાનું અભીષ્ટ સાધ્ય કરવાનું — અર્થાત્ ધારણ–પોષણ સિદ્ધ કરવાનું સામર્થ્ય હજુ મનુષ્યમાં આવ્યું નથી. તેનાં સાધન કે માર્ગ હજુ મનુષ્યને મળ્યાં નથી. માટે તેટલો દોષ સ્વીકારીનેયે તેને પોતાનું ઇષ્ટ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવો પડે છે. સાચું કહેવાનું હોય તો આપણે આટલું જ કહી શકીએ એમ છીએ.

હિંસા–અહિંસાની બાબતની વિચારસરણી આજે આપણે બદલવા ઇચ્છીએ છીએ. જુદા ધોરણથી આજે આપણે આ બાબતનો વિચાર કરવાનો પ્રયત્ન કરીએ છીએ. માનવજાતિનો ઇતિહાસ आजनो मुख्य प्रश्न तपासतां અને આજની સ્થિતિ લક્ષમાં લેતાં, લડાઈઓ તથા તે નિમિત્તે થતી હિંસા પરમાવધિએ પહોંચેલી દેખાય છે. હિંસાથી પ્રતિહિંસાવૃત્તિ જ વધતી જાય છે. તે પરથી હિંસાનું નિવારણ હિંસા નથી એમ સ્પષ્ટ લાગવા માંડ્યું છે. જે ઉપાયથી ઉપાયો યોજવાના પ્રસંગો ઉત્તરોત્તર ઓછા થાય તે સાચો ઉપાય. એવો ઉપાય કયો તેની શોધ ચાલી રહી છે. યુદ્ધને લીધે થતી હિંસાથી સમગ્ર માનવજાત આજે દુઃખી, ત્રાસેલી અને ભયભીત થયેલી

છે. આજે નિરપરાધી અને દુર્બળનોયે વ્યર્થ સંહાર થઈ રહ્યો છે. દુષ્ટતા, દંભ, કપટ, દગાબાજી, અન્યાય, અત્યાચાર, અવિશ્વાસ વધતાં જાય છે. યુદ્ધમાં એ સર્વેને ઊભરો આવે છે. પણ યુદ્ધ ન હોય ત્યારે પણ આ બધી દુષ્ટ વૃત્તિઓની છાયા માનવજીવન પર પડેલી હોય છે, અને તેને લઈને માનવ માનવ વચ્ચેના પરસ્પરના ઘણાખરા વ્યવહારો અપવિત્ર, ભ્રષ્ટ, કલુષિત અને કલંકિત થાય છે. માણસ જ આજે માણસનો સૌથી મોટો અને ભયંકર શત્રુ થઈને બેઠેલો છે. ચાલુ હિંસાત્મક ઉપાયોથી એ સ્થિતિ બદલાય એ શક્ય લાગતું નથી. માટે મનુષ્ય-સ્વભાવમાં વૃદ્ધિ પામતી આ રાક્ષસી વૃત્તિનું નિયંત્રણ કરી શકાય એવો સામુદાયિક અને સંગઠિત ઉપાય આજે આપણને જોઈએ છે. અહિંસાતત્ત્વનો કયા કયા ક્ષેત્રમાં કઈ રીતે પ્રચાર કરવાથી અને કઈ રીતે સંગઠિત યોજનાને અમલમાં મૂકવાથી આ રાક્ષસી વૃત્તિ ઓછી થશે તે આપણે શોધવાનું છે. સમબુદ્ધિના આધારે હિંસાને નિર્દોષ ઠરાવવાથી અથવા સ્થિતપ્રજ્ઞોની ફોજ તૈયાર કરવાનો પ્રયત્ન કરવાથી માનવજાતિનો આજનો આ વિકટ પ્રશ્ન ઉકેલાશે નહીં. ગીતાનાં લક્ષણોવાળો કોઈ સ્થિતપ્રજ્ઞ લડી શકશે કે નહીં એ વિષે સર્વાંશે શંકા છતાં, એનો સંભવ છે એમ માનીએ તોયે, તેનું પરિણામ બહુ તો એટલું જ આવે કે, સ્થિતપ્રજ્ઞોની ફોજમાં લડવાનું કંઈક વધુ બળ ઉત્પન્ન થયાનો કદાચિત્ અનુભવ થાય, તો જગતમાં બધે જ સ્થિતપ્રજ્ઞોની સેનાઓ તૈયાર થવા માંડશે, અને આજે સાધારણ લોકોમાં લડાઈઓ ચાલુ છે તે સ્થિતપ્રજ્ઞોમાં થવા માંડશે! પણ માનવ-જાતિની પરસ્પર સંહારવૃત્તિ કેમ ટળે એ મુખ્ય પ્રશ્ન ઊકલ્યા વગર તેવો જ ઊભો રહેશે. આથી, હાલની – અહિંસાત્મક – વિચારસરણીથી જ આ પ્રશ્નનો નિર્ણય લાવવો જોઈએ. એ સિવાય બીજો માર્ગ નથી.

* 'शिक्षण अने साहित्य', નવે૦ ૧૯૪૦માં આવેલો પત્ર સુધારીને.

## ૧૪
# કર્મોમાં અપ્રમાદ

તમે સંક્ષેપમાં લખ્યું તે હું સમજ્યો. તે બાબતો વિષે મેં પહેલાં પણ લખ્યાનું તમને યાદ આવતું હશે. પહેલેથી જ સાવધપણું એટલે જાગૃતિ વિષે હું તમને કહેતો આવ્યો છું. 'ગુણોનો વિકાસ', 'પ્રેમ અને વૈરાગ્ય', 'વ્યક્તિ અને સમાજનો અભેદ્ય સંબંધ', 'કોઈ પણ અતિરેકનો નિષેધ' વગેરે બાબતો વિષે મારે તમારી સાથે અનેક વાર વાત થયેલી છે. પોતાની ઉન્નતિ કુટુંબ, સમાજ, રાષ્ટ્ર, મનુષ્યજાતિ વગેરે બધાના કલ્યાણને અવિરોધી હોવી જોઈએ, ન્યાય્ય માર્ગે જ આપણે આગળ વધતા રહેવું જોઈએ વગેરે હું આજ પર્યંત કહેતો આવ્યો છું. એટલી વાત સાચી છે કે આજે જે વ્યવસ્થિત રીતે કે જે પદ્ધતિથી કેટલીક બાબતો પર વિશેષ ભાર આપીને કહું છું તે પ્રમાણે પૂર્વે કહ્યું ન હતું. પ્રસંગ પ્રમાણે જ હું કહું છું. જે મનમાં હોય તે કહેતાં જ રહેવું એવો મારો સ્વભાવ નથી. બીજાની તીવ્ર જિજ્ઞાસા જોઈને મને કંઈક કહેવાની વૃત્તિ થાય છે; અથવા હવે ન કહેવાથી બીજાનું નુકસાન થવાનો સંભવ છે એમ લાગે ત્યારે અથવા મારા પર વિશ્વાસ રાખીને મારા વિચારો એ જ જીવનનો માર્ગ છે એમ કોઈએ નિશ્ચિત કર્યાનું મને સમજાય ત્યારે કંઈક કહેવાની ઇચ્છા મને થાય છે.

સાવધપણું, દક્ષતા, તત્પરતા વગેરે ગુણો પર હું પહેલેથી જ ભાર આપતો આવ્યો છું. કોઈ પણ કર્મ અસાવધપણે આપણાથી ન થવું જોઈએ. પોતાની ઇન્દ્રિયોના વ્યાપાર વિષે આપણે અસાવધ રહીએ તો તેમાં આપણું કલ્યાણ નથી. બધી ઇન્દ્રિયોમાં શિસ્ત, વ્યવસ્થિતપણું અને કૌશલ્ય હોય તો આપણાથી કોઈ પણ કર્મ અસાવધપણે કે ગાફેલપણે કદી નહીં થાય. પોતાનાં નાનાં કે મોટાં કામો સાવધપણે અને નિર્દોષપણે થવાં જોઈએ. કર્મો અનાવશ્યક હોય તો તે છોડી દેવાં, પણ દરેક આવશ્યક

કર્મ વ્યવસ્થિતપણે અને કુશળતાથી કરતાં આવડવું જોઈએ. તે જેમ તેમ કરેલું આપણને ચાલતું હોય તો આપણી મનોરચનામાં, સંસ્કારમાં અને સ્વભાવમાં કોઈ દોષ હોવો જોઈએ એમાં શંકા નથી. અને તે દોષ આપણામાં રહેશે ત્યાં સુધી નાના કે મોટા કામમાં તે આપણને કઈ રીતે, ક્યારે અને કેમ બાધક થશે તેનો ભરોસો ન કહેવાય. પોતાનો દોષ સહન કરવામાં આપણે બેવડા દોષી બનીએ છીએ એ આપણે ધ્યાનમાં રાખવું જોઈએ. દોષ સહન કરવામાં અહંકાર કે જડતા એ પૈકી કોઈ પણ દુર્ગુણ જ કારણ છે. હું કેવળ કર્મનો આગ્રહી નથી પણ તેમાં કોઈ પણ પ્રકારે, શારીરિક, બૌદ્ધિક કે માનસિક વિગુણતા ન હોવી જોઈએ એવો પણ મારો આગ્રહ છે.

પત્ર, ૨૫–૬–'૨૭

## ૧૫

## અધ્યાત્મ વિષે યોગ્ય સમજ

આધ્યાત્મિક હેતુ માટે શ્રેયાર્થીએ મુખ્યતઃ કઈ બાબતોમાં નિઃશંક થવું જોઈએ, અર્થાત્ એ દૃષ્ટિએ કઈ બાબતો મહત્ત્વની છે એ તમને જણાવું છું. તે પર તમે વિચાર કરશો તો કોઈ પણ સાધકને તમારી મારફત તેનો ઉપયોગ થશે. આ વિષયમાં સાધકના મનમાં આપણી પરંપરાગત વિચારસરણીને લીધે કેવા કેવા પ્રશ્નો ઊઠે છે તે થોડા જણાવું છું. દા. ત. પ્રવૃત્તિ શ્રેય કે નિવૃત્તિ? ઈશ્વરપ્રાપ્તિ માટે ચાલુ સાંસારિક કર્મો છોડવામાં કોઈ દોષ છે શું? ઈશ્વરપ્રાપ્તિ કે આત્મપ્રાપ્તિ માટે રોજ કેટલો સમય અભ્યાસ કરવામાં ગાળવો જરૂરી છે? કેવળ સામાજિક કે કૌટુંબિક કાર્યો કરતા રહેવામાં કાળાંતરે મનની સ્થિતિ યંત્રવત્ થઈ જાય છે ત્યારે તે સ્થિતિમાં આનંદ જણાતો નથી, તે વખતે શું કરવું? ત્યારે બધું છોડીને ઈશ્વરપ્રાપ્તિ માટે સમય ગાળવામાં આવે તો તેમાં કોઈ દોષ છે શું? 'આપણે જ આત્મા છીએ' એ ભાવનામાં હમેશાં સ્થિર રહેવાનો અભ્યાસ

કરીએ તો તેથી આત્મસિદ્ધિ થશે કે નહીં ? શાંતિ સ્વયંભૂ જ છે એમ કેટલાક કહે છે. તેથી બીજો કશો વિચાર ન કરતાં તે જ શાંતિ રાખવાનો પ્રયત્ન રાખીએ તો ? વેદાંત વિચારસરણી પ્રમાણે પોતાને માનીને મસ્તી ઉત્પન્ન કરવાથી અને તેને વધારના રહેવાથી આત્મસ્થિતિ પ્રાપ્ત થશે કે? ઈશ્વરનો સાક્ષાત્કાર કેવી રીતે થઈ શકે છે ? આ અને આવા પ્રકારના પ્રશ્નો સાધારણપણે સાધકના મનમાં ઊઠે છે. આ પ્રશ્નોના યથાર્થ ઉત્તર ન મળવાથી જીવનના કાર્યમાં એને સંતોષ જણાતો નથી.

અનેક પ્રકારના ઊલટાસૂલટા સંસ્કારો, અનેક પ્રકારની ખરી ખોટી માન્યતાઓ, કલ્પનાઓ અને શ્રદ્ધા – એ બધાને લીધે આ વિષય ઘણો ગોટાળાવાળો થયેલો છે. વિવેકી મનુષ્ય સાથે જિજ્ઞાસાપૂર્વક કેટલોક સમય સોબત રાખવાથી આમાંથી માર્ગ નીકળવો કઠણ નથી, કારણ કે આ વિષય બીજા વિષયની જેમ સરલ હોઈ અભ્યાસ અને અનુભવથી સમજવા જેવો છે. આમાં અંતર્મુખવૃત્તિ, વિવેક, સંયમ, દૃઢતા, ચિત્તશુદ્ધિ, આત્મ-પરીક્ષણ, ધૈર્ય, ચીવટ, સદ્ગુણો વિષે સ્વાભાવિક રુચિ, પ્રયત્નશીલતા વગેરે બાબતોની ખાસ જરૂર છે એ એની વિશેષતા છે. આ વિષે શ્રેયાર્થી-એ આગળ આપેલા પ્રશ્નોના પ્રથમ યથાર્થ ઉત્તર મેળવી પોતાની યોગ્ય સમજણ કરી લેવી જોઈએ.

માનવી-જીવનનો ખરો હેતુ શો છે? તે હેતુની સત્યતાની પરીક્ષા કયા આધારે અને કઈ રીતે કરવાની? આ વાત શ્રેયાર્થીએ સમજવી જોઈએ. જીવનનો હેતુ કેવળ કાલ્પનિક અર્થાત્ માની લીધેલો ન હોવો જોઈએ. પ્રત્યક્ષ પ્રમાણથી તેની સત્યતા તેને ગળે ઊતરેલી હોવી જોઈએ. ઈશ્વર-પરમેશ્વર, આત્મા-પરમાત્મા, બ્રહ્મ-પરબ્રહ્મ, પ્રવૃત્તિ-નિવૃત્તિ, પ્રકૃતિ-માયા, ત્રિગુણ, વગેરેની યથાર્થ સમજ તેને થયેલી હોવી જોઈએ. તે જ પ્રમાણે તે વિષેના જ્ઞાન-અજ્ઞાનનો માનવી સુખદુઃખ, આશાતૃષ્ણા, વાસના, બંધન, શાંતિ-અશાંતિ, ઉન્નતિ-અવનતિ વગેરે સાથે પરસ્પર સંબંધ શો છે? ખરેખર કોઈ સંબંધ છે કે છે એવું આપણે ભૂલભરેલી સમજણથી માનતા આવ્યા છીએ તેનો નિર્ણય થવો જોઈએ. વ્યક્તિ અને સમાજનો શો

સંબંધ છે? તે કેવા પ્રકારનો થાય તો વ્યક્તિ અને સમાજ—બધાને તે કલ્યાણપ્રદ અને શ્રેયસ્કર થાય? બંધ અને મોક્ષનું સ્વરૂપ શું છે?

આ પ્રશ્નો અને વિચારની સમજ કેવળ ગ્રંથ પરથી નહીં પણ કોઈ અનુભવી અને વિવેકી પુરુષ પાસેથી થાય એ જરૂરી છે. સાધકને તેમ થાય તો આ માર્ગના ઘણા ગોટાળા અને પરસ્પર વિસંગત પ્રશ્નો સહેજે છૂટી જશે અને તેનો રસ્તો સરળ થશે. અનુભવી પુરુષ પાસેથી સાધારણ બુદ્ધિમાન માણસ આ વિષય થોડા જ દિવસોમાં સારી રીતે સમજી શકે છે. યથાર્થ સમજ થયા પછી તેને યોગ્ય સાધનમાર્ગની જરૂર છે. તે મળે તો તેનું જીવન ઉત્તરોત્તર સહેજે ઉન્નત થતું જશે.

આવી રીતે જે પોતાનો માર્ગ કાઢે અને ચલાવે તેને તે સરલ થશે એમાં શંકા નથી. પછી તેના ધ્યેયમાં, વિચારમાં અને આચારમાં ક્યાંયે વિસંગતતા નહીં રહે. તેને ક્યારેયે ગોટાળામાં પડવાનું કારણ નહીં રહે. મુખ્ય બાબત એ છે કે સાધકનું ધ્યેય કાલ્પનિક ન હોઈ સત્ય અને સ્પષ્ટ હોવું જોઈએ. તેનું સાધન સરળ અને પવિત્ર હોવું જોઈએ. જીવનનો હેતુ સિદ્ધ કરતાં તેમાં સંકુચિતતા અને એકાંગીપણું ન આવતાં સાધકનું જીવન ઉત્તરોત્તર વ્યાપક, પવિત્ર અને ઉદાત્ત થતું જવું જોઈએ. અને તે સાથે તેનો જેમની જેમની સાથે વિશેષ સંસર્ગ આવે તેમના પર પણ તે વ્યાપકતાનું, પવિત્રતાનું અને ઉદાત્તતાનું પરિણામ સહેજે થતું રહેવું જોઈએ. તેની પોતાની શાંતિ અને પ્રસન્નતા વધતી રહેવી જોઈએ.

માણસને પૂર્ણતા સુધી લઈ જવાનું સામર્થ્ય કર્મયોગમાં જ છે. તે સિવાય બાકીના બધા યોગો કે માર્ગો તેને સહાયરૂપ અને તેની પૂર્તિ કરનાર છે. મનુષ્યનો ખરો વિકાસ અને તેની પરીક્ષા કર્મયોગમાં જ થાય છે. આ યોગ દ્વારા જીવનસિદ્ધિ સાધવા માટે કોઈ વાર તેને એકાંતમાંયે અભ્યાસ કરવો પડે તો તે અભ્યાસ કેવળ સાધન છે, સાધ્ય નથી. કર્મયોગીનું જીવન કર્તવ્યથી ભરેલું હશે. કોઈ પણ તત્ત્વજ્ઞાન, વિચાર, ભક્તિનો કોઈ પણ પ્રકાર, અનુસંધાન, ધ્યાન, સમાધિ, ચિત્તલય એ પૈકી કોઈ પણ બાબત સાધન થઈ શકે છે. પણ તે અંતિમ

સાધ્ય થઈ શકતું નથી. કર્મયોગમાં મસ્તીની આવશ્યકતા નથી. તેમાં મસ્તીને સ્થાન નથી. તે સાધ્ય નથી અને સાધન પણ નથી. કર્મયોગની અને વિવેકની દૃષ્ટિએ જોતાં કલ્પનાની મદદથી પોતામાં એક પ્રકારનો તેટલા વખત પૂરતો નશો લાવવાનો તે પ્રયત્ન છે.

કર્મયોગમાં પ્રવૃત્તિ છોડવાની જરૂર નથી, પણ તેને શુદ્ધ કરવાની જરૂર છે. કર્તવ્ય છોડવાની જરૂર નથી પણ તે જ્ઞાનપૂર્વક, દૃઢપણે સુચિત્તપણે કરતા રહેવાની જરૂર છે. ઉદાત્તપણે, કુશળતાથી અને નિર્દોષપણે તે કરતાં આવડે તે માટે જરૂરી એવા શારીરિક, બૌદ્ધિક અને માનસિક ગુણોના વિકાસની તેમાં જરૂર છે. જે બાબતો કર્તવ્ય ઠરી શકતી નથી અને જે અવનતિ તરફ લઈ જનારી છે તે કેવળ પરંપરા કે ખોટી સમજ અને શ્રદ્ધાને લઈને આપણામાં ગમે તેટલી દૃઢ થઈ ગઈ હોય તોપણ તે છોડી દેવા માટે જોઈતા ધૈર્યની અને ઉન્નતિ માટેની વ્યાકુળતાની આમાં જરૂર છે.

પત્ર, ૩૦–૩–'૪૨

## ૧૬

## નિરાગ્રહનું કારણ

અનેક સંસ્કારો અને વિચારસરણીઓ વિષે મેં પહેલાં પત્ર લખ્યો હતો તે પરથી અને અહીં તમે આવ્યા હતા ત્યારે આપણી જે થોડી વાતચીત થઈ તે પરથી તમે ઘણો વિચાર કરો છો એમ જણાય છે.

મારામાં તમારા વિષે આગ્રહ-વૃત્તિ નથી તોપણ તમારા કલ્યાણની મને ઇચ્છા નથી એવું નથી. તમારામાં તીવ્ર જિજ્ઞાસા છે. તે જ પ્રમાણે જીવનમાં સર્વોચ્ચ ધ્યેય સિદ્ધ કરવાની તમારા હૃદયમાં વ્યાકુળતા છે એ હું જાણું છું. મારામાં આગ્રહ નથી એનું એ પણ એક કારણ હશે કે મારી વિચારસરણી કરતાં જુદી વિચારસરણીને હું ક્યારેય એકદમ અમાન્ય કરતો નથી. કોઈ પણ વિચારસરણી ન્યાય–પ્રધાન હોવી જોઈએ.

સારાસાર વિચારને – વિવેકને તેમાં મહત્ત્વ હોવું જોઈએ. જીવનમાં ઉત્સાહ અને પ્રસન્નતા, કર્તૃત્વ અને સમાધાન, જ્ઞાન અને તેજસ્વિતા, કર્મ-કૌશલ્ય અને વિરાગ, ભાવના અને અલિપ્તતા વગેરે બધાંની વૃદ્ધિ કરનારી તે હોવી જોઈએ, એટલો જ મારો આગ્રહ છે. માણસ જ્યારે ઉદ્વિગ્ન થાય છે, ઉદાસીન કે નિરાશ થાય છે ત્યારે તેના વિચારમાં કે આચારમાં તે ક્યાંયે ભૂલતો હોવો જોઈએ એવો મને તર્ક થાય છે. તે ભૂલ – દોષ કાઢી નાખ્યા વગર કુંઠિત થયેલો તેનો માર્ગ મોકળો થાય એ શક્ય નથી. તે ભૂલ શોધી કાઢવા માટે તે વ્યક્તિના થોડા સહવાસની અને તેના મનના શોધન – પરીક્ષણની જરૂર હોય છે. એવો યોગ આવ્યા વગર હું તેની બાબતમાં કશું કહી શકતો નથી. તેથી ત્યાં સુધી હું કોઈ પણ બાબતમાં એકદમ આગ્રહ કરી શકતો નથી.

ભિન્ન સંસ્કાર અને વિચારસરણી વિષે મેં લખ્યું છે તે પરથી તમે પોતાનું નિરીક્ષણ કરી શોધીને જુઓ. હું મારા તરફથી પ્રયત્ન કરીશ જ. તમારી બાબતમાં હું ઉદાસીન નથી. પરંતુ હું પોતે જ તે વિષે કંઈ વિચારમાં છું. ઉપરાંત, એકાદ વિષય એવો હોય છે કે જેમાં મને કશો અનુભવ નથી હોતો. કેવળ તર્ક, કલ્પના અને બીજાઓની સ્થિતિ જોઈને અને સાંભળીને કરેલાં અનુમાન હોય છે. તે - પરથી વિચારોનો કાંઈક મેળ બેસાડવો પડે છે. તેને કદી પૂર્ણ સત્ય માની શકાય નહીં.

મારા લખવાથી કે બોલવાથી તમારું દુઃખ ન વધો. મારા અનુભવ અને બુદ્ધિનો પૂરો ઉપયોગ કરીને તમારી શાંતિનો માર્ગ શોધવામાં તમને મદદ કરવી એ મારો હેતુ સદૈવ કાયમ છે.

પત્ર, ૨૦-૬-'૩૭

## ૧૭

# કર્મ એ જ સાધના

કર્મમાર્ગના આચરણથી માણસની ચિત્તશુદ્ધિ થતી રહે એ સરલ અને ઉચિત બાબત છે. સત્ય માર્ગ આ જ છે. ભક્તોએ પરમેશ્વરની પ્રાપ્તિનો અને ભક્તિનો એક જુદો જ માર્ગ કાઢ્યો. તેથી કોઈ કોઈ ગુણોનો ઉત્કર્ષ સહેજે થાય છે. એમાં પરમેશ્વરી પ્રેમના ઉદ્રેકમાં ભક્તોને આનંદની પ્રાપ્તિયે થાય છે એમાં શંકા નથી. પરંતુ આ માર્ગમાં કેટલાયે અજ્ઞાન, ખોટી કલ્પનાઓ અને ભ્રમની વૃદ્ધિ પણ થઈ. તેના કરતાં પરમેશ્વરી પ્રેમનો અને ભક્તિનો આશ્રય લઈને માનવી ગુણોની ઉપાસના અને સંવર્ધન થતાં રહે તો તેમાં ભ્રમ નિર્માણ થવાને અવકાશ નથી. કર્મયોગથી સંપૂર્ણ માનવતા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરતા રહેવું એ માનવી જીવનનો મુખ્ય ઉદ્દેશ છે એમ સમજાય અને એ જ ખરી જીવનસિદ્ધિ છે એ વાત મનુષ્યને પૂર્ણપણે ગળે ઊતરી જાય તો કેટલાયે ભ્રમો દૂર થશે અને તેને લઈને જીવન સરલ કર્મમાર્ગી થશે. સંત તુકારામે સ્વીકારેલા ભક્તિમાર્ગમાં તેમને અનેક દુઃખો સહન કરવાં પડેલાં તેનું કારણ તે માર્ગમાં અનેક ભ્રમો જ હતા. સગુણ–નિર્ગુણ, સાકાર–નિરાકાર, અવતાર, મૂર્તિમાં ઈશ્વરભાવના, ઈશ્વર–દર્શનસાક્ષાત્કાર એ બધી કલ્પનાઓ છે. આ કલ્પનાઓમાં આનંદ છે તેમ જ દુઃખ પણ છે. વિવેક જાગ્રત થાય, તેનું બળ વધતાં તેમાં કુશાગ્રતાયે આવે તો જ માણસ આ બધામાંથી છૂટી શકે છે. છૂટયા પછી પણ ચિત્તની સાત્ત્વિકતા અને પ્રેમવૃત્તિ નષ્ટ ન થતાં તેમાંથી તેને આનંદ પણ મળી શકે છે.

કર્મમાર્ગમાં જેમ જેમ નિરપેક્ષતા આવતી જશે તેમ તેમ બીજાઓ વિષે આપણા ચિત્તમાં મૈત્રી, પ્રેમ, કરુણા, ઉદારતા વગેરે ભાવો વધતા જશે. જે પ્રમાણમાં કર્મમાં નિર્દોષતા વધશે તે પ્રમાણમાં ચિત્તની શુદ્ધ

અવસ્થા કાયમ થશે. મૈત્રી, પ્રેમ વગેરે ગુણોથી જ સમભાવની પ્રતીતિ થાય છે. ચિત્તની શુદ્ધાવસ્થા અને સમભાવથી જ જીવદશાની શુદ્ધિ થાય છે અને શિવ સાથે આપણે એકરૂપતા સાધી શકીએ છીએ. જ્યાં સુધી ચિત્તની શુદ્ધિ અને સમભાવ આપણો સ્વભાવ બન્યો નથી ત્યાં સુધી મનુષ્યે પોતાને કેવળ અમર માનીને જીવશિવનું ઐક્ય સાધ્યું એમ માનવું તેમાં કલ્પનાનો, ભાવનાનો ભાગ પુષ્કળ હોવાનો. તેના કરતાં ઉપર લખ્યા પ્રમાણે કર્મની નિર્દોષતા અને નિરપેક્ષતા સિદ્ધ થાય તો જીવભાવની સહજ જ પ્રત્યક્ષ શુદ્ધિ સાધીને સમભાવથી આત્મભાવનીયે પ્રત્યક્ષ વૃદ્ધિ થશે અને માનવતાની પરમ સિદ્ધિ સાધી શકાશે. આમાં કાલ્પનિકતા નથી. આજ માનેલી કલ્પના કે ભાવના આવતી કાલે છોડવાની જરૂર નથી. પોતાને ક્યારેક જીવ, ક્યારેક મનુષ્ય, ક્યારેક આત્મા, ક્યારેક ઈશ્વર, ક્યારેક મર્ત્ય, ક્યારેક અમર, ક્યારેક સગુણ, ક્યારેક નિર્ગુણ, ક્યારેક સાકાર, ક્યારેક નિરાકાર, એમ આપણે અનિશ્ચિતપણે કહેતા રહેવાની જરૂર નથી.

પત્ર, ૨૨-૧૧-'૪૧

## ૧૮

## ઈશ્વરનિષ્ઠાનો ઉપાય

તમારો કાગળ મળ્યો. તેમાંનો પ્રશ્ન સમજ્યો. મારું લખવું તમને સમજાય છે તે માટે આનંદ થાય છે. સમજ્યા પછી આચરણમાં લાવવાનું બાકી રહ્યું. તે આચરણમાં લાવીએ તો જ તે સમજવાનો ઉપયોગ. નહીં તો તેમાં બૌદ્ધિક ક્ષણિક આનંદ સિવાય બીજું કાંઈ મળશે નહીં. સમજીને તે પ્રકારનું જીવન બનાવીએ તો સર્વ જીવન સાર્થક. તમે તે પ્રયત્નમાં હશો જ.

નિષ્ઠાની પ્રાપ્તિ કઈ રીતે કરવી? એવો તમારો પ્રશ્ન છે એમ હું સમજું છું. તે પ્રાપ્તિ માટે કોઈ એક નિશ્ચિત માર્ગ બતાવાય એવું નથી. પરંતુ ઈશ્વરનિષ્ઠા નિર્માણ થવા માટે કેવી જાતનું મન હોવું જોઈએ તે

વિષે કંઈ કહી શકાય ખરું. ગમે તે માણસના ચિત્તમાં ઈશ્વરનિષ્ઠા નિર્માણ થઈ શકતી નથી. કેવલ ઈશ્વરનું નામ લેતા રહેવાથી કે તેના નિમિત્તે કાંઈ વિધિપાલન કરતા રહેવાથી પોતામાં ઈશ્વરનિષ્ઠા છે એમ કોઈ સમજતું હોય તો તે બરાબર નથી. ખરી નિષ્ઠા નિર્માણ થવા માટે માણસનું મન કંઈક અંશે સાત્ત્વિક હોવું જોઈએ; અને સાત્ત્વિક કર્મ તરફ તેનું સ્વાભાવિક વલણ હોવું જોઈએ. આવા જ માણસના મનમાં ઈશ્વરનિષ્ઠા જાગ્રત થઈ શકે છે, તે જાગ્રત રહી શકે છે અને તે વૃદ્ધિ પણ પામે છે. આ સૃષ્ટિમાં ઈશ્વરના કેટલાક કાયદા છે. પોતાની તાત્કાલિક લાભહાનિનો વિચાર ન કરતાં જે માણસની વૃત્તિ તે કાયદાઓનું પાલન કરવા તરફ સહેજે હોય છે તેનું મન સાત્ત્વિક હોવું જોઈએ એમાં શંકા નથી. દાસબોધના દશક ૨ સમાસ ૭ માં સત્ત્વ ગુણનાં લક્ષણો આપેલાં છે તે તમે જોશો. એટલે સાત્ત્વિકતાનાં અનેક લક્ષણો ધ્યાનમાં આવશે. પ્રેમ, દયા, ઉદારતા, ન્યાય, પરોપકાર, પ્રામાણિકતા, કર્તવ્ય વગેરે વૃત્તિઓનો અને સદ્‌ભાવનાઓનો કોઈ પણ અંશ જેના ચિત્તમાં છે અને તે અનુસાર જે આચરણ કરે છે તેનામાં સાત્ત્વિકતા છે એમ સમજવાને હરકત નથી. તેથી ઊલટું કેવળ સ્વાર્થ, દુષ્ટતા, કઠોરતા, ઈર્ષા, કપટ, અપ્રમાણિકતા અને ક્રોધની વૃત્તિઓ જેનામાં પ્રધાનપણે કામ કરી રહી હોય તેનામાં સાત્ત્વિકતા નથી, અને તે ઈશ્વરી કાયદાઓ એટલે ધર્મને માનતો નથી એમ પણ સમજવાને હરકત નથી. સાત્ત્વિક વૃત્તિનો માણસ પોતાની વૃત્તિથી ઈશ્વરી કાયદાઓ—ધર્મને પાળતો હોય તોપણ તેના સદ્‌વર્તનનો જવાબ બીજાઓ દુષ્ટ રીતે આપતા નથી, અથવા તેની સાથે કોઈ દ્વેષ કરતું નથી એવું નથી. આ વખતે સાધારણ સાત્ત્વિક મનુષ્ય પોતાના ધર્મ વિષે—સદ્‌વર્તન વિષે શંકિત થાય છે. પરંતુ તે વખતે તેના મનમાં તે જો ઈશ્વર વિષે નિષ્ઠા જાગ્રત કરે અથવા મૂળથી જ રહેલી નિષ્ઠા દૃઢ કરે તો જ તે નિષ્ઠાના બળ પર તે સાત્ત્વિક માર્ગે ટકી શકે છે. ધર્મ એ, તે આચરણ કરનારના તાત્કાલિક બાહ્ય લાભ માટે નહીં પણ પોતાના અને બીજાના કાયમના કલ્યાણ માટે છે, માનવ જાતિના કલ્યાણ માટે છે.

અને આ હેતુ પર ટકી રહેવા માટે કોઈ પણ મહાન તત્ત્વ પર, શક્તિ પર પોતાની નિષ્ઠા હોવી જરૂરી છે, એમ જેને લાગતું હોય તેના જ ચિત્તમાં ઈશ્વરનિષ્ઠા જાગ્રત થશે, નિર્માણ થશે, ટકી શકશે અને તે વૃદ્ધિંગત થશે. વિપરીત પ્રસંગે સાત્ત્વિકતા ટકી રહેવા માટે કોઈ પણ મહાન ધર્મ પર, મહાન તત્ત્વ પર, જગતની મહાન અજ્ઞાત શક્તિ પર મનુષ્યની નિષ્ઠા હોવી જોઈએ. તે સિવાય સાત્ત્વિકતા ટકી ન રહે. પછી તે નિષ્ઠા ઈશ્વર તરીકે માનેલી મહાન શક્તિ પર હોય, પૂર્વકર્મ પર હોય કે જગતનું કલ્યાણ એ મહાન હેતુ પર હોય. પણ કોઈ પણ મહાન તત્ત્વ કે હેતુ પર નિષ્ઠા સિવાય પ્રતિકૂળ પ્રસંગે સાત્ત્વિકતા ટકાવી રાખવા માણસ સમર્થ થઈ શકતો નથી. તે ટકાવવા માટે કોઈ પણ સ્થાને પવિત્ર અને દૃઢ નિષ્ઠા હોવી જ જોઈએ. એવી નિષ્ઠા જેનામાં નથી, અથવા પ્રતિકૂળ પ્રસંગે નિષ્ઠા જાગ્રત કરવાનું જેને સૂઝતું નથી કે જેઓ સાધી શકતા નથી એવા માણસો તે જ પ્રસંગે ખોટે માર્ગે વળેલા જગતમાં દેખાય છે. તેઓ પોતાની સાત્ત્વિકતાને ગુમાવી બેસે છે. માટે માણસમાં દૃઢ નિષ્ઠા હોવી જોઈએ, અને નિષ્ઠા એ મહાન વસ્તુ પર જ બેસી શકે છે. આવી નિષ્ઠા સદ્‌વાચન, વિવેક, સોબત, અને જીવન વિષેના શુદ્ધ અને ઉદાત્ત હેતુથી આપણામાં જાગ્રત થઈ શકે છે અને કઠણ પ્રસંગે ધૈર્ય ધારણ કર્યાથી અને જીવન વિષેના ઉદાત્ત હેતુની મહત્ત્વાકાંક્ષાથી તે ટકી રહે છે અને વૃદ્ધિંગત થાય છે.

વાચન, મનન કરીને જીવન સદૈવ સુધારવાના પ્રયત્નમાં રહેજો. નિર્દોષતા પ્રાપ્ત કરવી એવી પહેલેથી છેવટ સુધી દૃષ્ટિ રાખજો. પરમાત્મા તમારા શુદ્ધ હેતુમાં તમને યશ આપો.

પત્ર, ૬-૬-૩૦, '૫૨

## ૧૯

# ચિત્તના અભ્યાસની જરૂર

તમારા પત્રની હકીકત વાંચીને દુઃખ થયું. તમારી તબિયત સારી નથી, વજન ઓછું થયું છે, અશક્તિ ઘણી જ આવી છે, આરામ લેવો જરૂરી છતાં લેવો યોગ્ય લાગતું નથી, દેશની સ્થિતિ જરાયે ઉત્સાહજનક નથી તેનુંયે પરિણામ મન પર થાય છે, જીવન કોઈ કોઈ વાર ભારરૂપ લાગે છે વગેરે બધી બાબતો ચિંતાજનક લાગે છે.

જીવનનો અંત ક્યારેક આવવાનો છે, તે પહેલાં માણસે શું સાધવાનું છે? મનની નિર્મળતા, અલિપ્તતા અને ઉદાત્તતા તે સાધી શકે, પ્રસન્નતાપૂર્વક તેનો કર્મયોગ ચાલતો રહે તો તેને કૃતાર્થતા લાગ્યા વગર રહેશે નહીં એમ મને લાગે છે. આવી કૃતાર્થતા કેવળ બાહ્ય પરિસ્થિતિ કે બાહ્ય સફળતા પરથી આપણે ઠરાવીએ તો તેમાં ભૂલ થવાનો સંભવ છે. પરંતુ દરેક કર્મમાં પોતાની ચિત્તશુદ્ધિ અને પોતાના સદ્ગુણોના પરિપોષની દૃષ્ટિથી કર્મની અને જીવનની સફળતા સાધવાનો આપણો પ્રયત્ન હોય તો ઉપર લખેલી કૃતાર્થતા આપણે પ્રાપ્ત કરી શકીશું એમ લાગે છે. પરંતુ તે માટે આપણે કાંઈક નિયમિત સાધન રાખવું જોઈએ. શરીર સ્વચ્છ, નીરોગી અને સુદૃઢ રાખવા માટે જેમ આપણને રોજ સ્નાન, આરોગ્યદાયી, નિયમિત ને પરિમિત ખાનપાન અને વ્યાયામની જરૂર છે તેમ ચિત્તની નિર્મળ અને સ્થિર અવસ્થા રહેવા માટે અને પ્રસન્નતા માટે ચિત્તના નિયમિત અભ્યાસનીયે આપણને જરૂર છે. ચિત્તની સ્વસ્થ કે અસ્વસ્થ અવસ્થા પ્રમાણે તે અભ્યાસનું પ્રમાણ ઓછુંવત્તું કરવાનીયે જરૂર તે સાથે જ હોવાની. આ રીતે પોતાના ચિત્તને જેવું જોઈએ તેવું બનાવવાનો અને રાખવાનો પ્રયત્ન કર્યા વગર આપણું નહીં ચાલે. આપણને દુઃખ અને પશ્ચાત્તાપમાં નાખનારા અનિષ્ટ,

અયોગ્ય અને અનિચ્છનીય તરંગો — જે ઊઠે નહીં એમ આપણને લાગે છે તે ચિત્તમાં ન ઊઠે અને ઊઠે તો તેમને સહેજે દૂર કરી શકાય એવી શક્તિ આપણામાં ચિત્તના અભ્યાસ વગર આવશે નહીં. ચિત્ત શુદ્ધ રાખવા માટેયે દરરોજના સ્નાન જેટલી જ આવા પ્રકારની અભ્યાસની જરૂર છે. અસ્વચ્છતામાંથી આપણે પોતાના શરીરને ગમે તેટલું બચાવવાનો પ્રયત્ન કરીએ તોપણ કુદરતી રીતે શરીરમાંથી બહાર નીકળતી મલિનતાથી અને બહારનાં ધૂળ, કચરા વગેરેથી આપણું શરીર રોજ અસ્વચ્છ થાય છે, અને રોજ સ્નાન વગેરે કરીને આપણે તેને જેમ સ્વચ્છ રાખવું પડે છે તેમ આપણે પોતાના મનને ગમે તેટલું સારું રાખવાનો પ્રયત્ન કરતા હોઈએ તોપણ તેના પર અંદરના સંસ્કારોના અને બહારના કર્મના મલ ચડ્યા જ હોય છે. તેમનો નાશ કરવા માટે આપણને તે બાબતના કોઈ ખાસ પ્રયત્નની નિત્ય જરૂર છે. દરેક વસ્તુ પર સૃષ્ટિનાં સૂક્ષ્મ દ્રવ્યો કાર્ય કરતાં જ હોય છે. તે પ્રમાણે ચિત્ત પર પણ અંતર્બાહ્ય પરિણામ નિપજાવનારાં કાર્યો સૃષ્ટિના નિયમાનુસાર સદૈવ ચાલુ જ હોય છે. માટે આપણે પોતાના ચિત્તની બાબતમાં અત્યંત જાગ્રતપણે પ્રયત્નશીલ રહેવું જોઈએ. તમારી આજની શારીરિક અને માનસિક સ્થિતિ જોતાં તમે કોઈ જગાએ કેટલાક દિવસ પણ સ્વસ્થપણે રહો અને મનને સ્થિર રાખવા માટે કાંઈક અભ્યાસ કરો તો તમને બંને બાજુથી પુષ્કળ લાભ થશે. શરીર અને મનમાં કાંઈ પણ સુધારણા થશે. તેની તમને ઘણી જરૂર છે. તમારી આજની સ્થિતિ આવી જ ચાલુ રહેશે તો શરીર સાથે મનનું અસ્વસ્થપણુંયે વધવાનો સંભવ છે. તો આ બાબતમાં તમે જરૂર વિચાર કરો. જીવનમાં જે સાધવું જરૂરી છે તે આપણે સિદ્ધ ન કરીએ તો બધો પટાટોપ શા કામનો? તે પટાટોપ કોઈ વાર ઉત્સાહજનક તો કોઈ વાર નિરાશાજનક અને ભારરૂપ લાગશે જ. જીવન સાર્થકતાની દૃષ્ટિએ આપણે આ સ્થિતિને યોગ્ય સમજતા નથી.

## ૨૦

# સરળ અને સ્પષ્ટ તત્ત્વજ્ઞાન

આત્મસંતોષ, આત્મજ્ઞાન, બ્રહ્મજ્ઞાન, શાંતિ, મોક્ષ વગેરે બાબતોમાં હું કઈ દૃષ્ટિએ વિચાર કરું છું તે તમે જાણો છો. સાત્ત્વિકતાની અને સદ્‌ગુણોની વૃદ્ધિ થતી રહે એમાં જ માનવતા છે. માણસ–માણસમાં મૈત્રી, પ્રેમ, બંધુભાવ, વાત્સલ્ય અને સમભાવની વૃદ્ધિ થતી રહે તેમાં જ મનુષ્યમાત્રનું કલ્યાણ છે. માનવીજીવનની સિદ્ધિ આમાં જ છે. તે સિદ્ધ કરવા માટે વાચન, મનન, તેમ જ સંયમ, ભક્તિ, ત્યાગ, યોગ, જ્ઞાન, કર્મ વગેરે સાધનોની જરૂર છે. આ વાત જો મનુષ્યની બુદ્ધિને સ્વીકાર્ય થાય તો કેટલીયે ભ્રામક કલ્પનાઓ, નિષ્કારણ આડંબર અને ત્રાસ નાશ પામે અને તેથી થતો આયુષ્ય, દ્રવ્ય અને શક્તિનો નિરર્થક વ્યય એ બધામાંથી મનુષ્ય છૂટી જાય.

હવે તમારા તા. ૪થીના પત્ર પરથી કંઈક લખું છું. જૂના ગ્રંથોમાંથી પોતાને સંમત થાય એવા અર્થો કાઢવાની બાબતમાં મારો મત તમે જાણો છો. તત્ત્વજ્ઞાનની બાબતમાં સરળ અને જીવનોપયોગી વિચારો આપણને સૂઝતા નથી. એક વેળાએ તાત્ત્વિક અને ધાર્મિક મનાયેલી વિચારસરણીને જ ઉલટાવી–સુલટાવીને અથવા તેને જ રસમય અને રંજનાસ્પદ કરીને કે તેને જુદું રૂપ આપીને પોતાનું અને બીજાઓનું સમાધાન કરી લેવાનો આપણો પ્રયત્ન હોય છે. આપણા વિચાર, આચાર, માનવજીવન વિષેનો અંતિમ સિદ્ધાંત અને માનવજાતિનું કલ્યાણ વગેરે બાબતોમાં આપણને કાંઈ સુસંગતતા લાવતાં આવડે કે? આ જ આપણી સમક્ષ મુખ્ય પ્રશ્ન છે. તે માટે માનવીજીવનનો હેતુ નિશ્ચિતપણે આપણા લક્ષમાં આવે એ જરૂરી છે. અને તે જ હેતુ મુખ્ય અને સત્ય કેમ માનવો તે વ્યવસ્થિત, સ્પષ્ટ અને સુસંગત વિચારસરણીથી આપણા

લક્ષમાં આવવું જોઈએ અને તે બીજાઓને પણ સમજાવતાં આવડવું જોઈએ. તે હેતુ લક્ષમાં આવે તે માટે જીવનનો સર્વ બાજુએથી સૂક્ષ્મ વિચાર કરતાં આપણને આવડવું જોઈએ. મને લાગે છે કે આ બધી વાતોનો સમાવેશ તત્ત્વજ્ઞાનમાં થઈ શકે. તત્ત્વજ્ઞાનમાં અધિક ગૂઢતા ન જોઈએ. કેવળ તર્ક અને અનુમાનની સૂક્ષ્મતા, કલ્પનાનું ઉડ્ડયન, કલ્પનાનો મનોરમ વિહાર – એના ઉપર આપણું તત્ત્વજ્ઞાન કે વિચારસરણી રચાવી ન જોઈએ. આપણી વિચારસરણી સરળ અને સ્પષ્ટ જોઈએ. સમજવામાં સુલભ હોઈ તે અનુભવજન્ય જોઈએ. સદાચારયુક્ત જીવનમાંથી આપણા અંતિમ હેતુ અને સિદ્ધાંતોનાં દર્શન અને ઓળખ આપણને સદૈવ થતાં રહે – તેની સતતા દરરોજના જીવનમાં આપણને થતી રહે, એટલો આપણો આચારધર્મ અને જીવનનું અંતિમ સાધ્ય એ બેમાં મેળ જોઈએ. સદ્ભાવનાયુક્ત કર્માચરણ અને તેનાથી માનવીજીવનનો મૂળભૂત હેતુ કેમ સાધી શકાય છે એ બતાવનારું તત્ત્વજ્ઞાન એ બંને આપણી વિચારસરણી-માંથી નિર્માણ થવાં જોઈએ.

તમે મળ્યા હતા ત્યારે મેં કહ્યું હતું કે સર્વસાધારણ લોકોનો તત્ત્વજ્ઞાન સાથે સંબંધ આવતો નથી. જેમનામાં જિજ્ઞાસા હોઈ જે વિચારશીલ હોય છે તેમને જ તેની જરૂર લાગે છે. સર્વસાધારણ લોકોને સદાચારનું મહત્ત્વ ગમે ઊતરે એટલું પૂરતું છે. પરંતુ ઉપર કહ્યું તે પ્રમાણે ધર્મ અને તત્ત્વજ્ઞાનનો વિચાર કરવામાં આવે તો તેવા પ્રકારનું તત્ત્વજ્ઞાન સર્વસાધારણ લોકો સુધ્ધાં સમજી શકશે. આપણા તત્ત્વજ્ઞાનમાં વિશેષતઃ સૃષ્ટિ કેમ થઈ તે વિષેનો વિચાર હોઈ આત્મા અને બ્રહ્મનું નિરૂપણ કરેલું જણાઈ આવે છે. તે નિરૂપણકર્તાઓ માનવી સુખદુઃખ સાથે આ નિરૂપણનો સંબંધ માને છે તેટલો છે એમ મને લાગતું નથી. કોઈ 'તું કોણ' એ જાણવા પર ભાર આપે છે, તો કોઈ આત્મનિષ્ઠા, કોઈ બ્રહ્મનિષ્ઠા, કોઈ ભક્તિ, કોઈ જ્ઞાન, કોઈ મોક્ષ એ પૈકી ગમે તે પર ભાર મૂકે છે. પરંતુ મને આમાંની એકેયે વાત સંપૂર્ણ લાગતી નથી. મને લાગે છે કે શરીર, બુદ્ધિ અને મનનો યોગ્ય વિકાસ, સદ્ભાવના અને

સદ્‌ગુણોનો ઉત્કર્ષ, સર્વ બાજુથી ઉપયોગી એવી કાર્યક્ષમતા અને કર્તૃત્વ, ચિત્તશુદ્ધિ અને વિવેકશીલતા વગેરે બધી બાબતો આપણા જીવનમાં આવે —જ્ઞાન, સદ્‌ભાવના અને ઉચિત કર્મ એ બધાનો સુમેળ આપણને સાધતાં આવડે તો જ માનવજીવન સફળ થઈ શકશે. તેમાં જ જીવનની પૂર્ણતા છે. આ બધી બાબતો સ્પષ્ટ અને સુસંગત રીતે બતાવનારી વિચારસરણીની આપણને જરૂર છે. તેમાં માનવજાતિના કલ્યાણનો વ્યાપક દષ્ટિએ વિચાર કરેલો હોવો જોઈએ. તેમાંનો વિચાર જીવનના અનુભવમાંથી નીકળેલો હોવો જોઈએ. હું આ પ્રકારની ઇચ્છા રાખી રહ્યો છું.

પત્ર, ૮-૪-'૪૨

## ૨૧

## જ્ઞાન, ભાવના અને કર્મનો સુમેળ

તમારા બધા પત્રો મળ્યા છે. આજે મુખ્યત્વે કરીને તમારો તા. ૧૪ મીનો પત્ર ખ્યાલમાં રાખીને આ કાગળ લખું છું. તેમાં તમે જ્ઞાન, ભક્તિ, કર્મ, ચિત્તશુદ્ધિ, પ્રજ્ઞા, સાધન, સર્વાંગી વિકાસ વગેરે બાબતો વિષે ખૂબ વિગતવાર લખ્યું છે અને પૂછ્યું છે. મારું કહેલું, વિચાર વગેરે જેટલું તમારા ધ્યાનમાં આવ્યું છે, અનુભવથી તમારે ગળે ઊતર્યું છે તે પરથી તમે આ લખ્યું છે.

કેવળ ચિત્તની શુદ્ધિ એટલે કે અશુદ્ધ વૃત્તિઓનો નાશ, અશુદ્ધ કર્મોનો ત્યાગ અને પ્રજ્ઞાની પ્રાપ્તિ એટલાથી માનવજીવનની પૂર્ણતા થઈ શકતી નથી. ચિત્તની શુભ વૃત્તિઓનું યોગ્ય કર્મો દ્વારા પ્રકટીકરણ થઈ બધી બાજુથી આપણો વિકાસ થયો નથી ત્યાં સુધી સંપૂર્ણતા સિદ્ધ થઈ નથી એમ સમજવું. એ સિદ્ધ થવા માટે જ્ઞાન, સદ્‌ભાવના અને યોગ્ય કર્મ સિવાય બીજો માર્ગ નથી. કેવળ અશુદ્ધિનો ત્યાગ થવાથી આપણી બધી શક્તિઓની શુદ્ધિ-વૃદ્ધિ થઈ શકતી નથી. એવી જાતની શુદ્ધિ-વૃદ્ધિ થવા માટે જે આવશ્યક આચરણ તે જ ધર્મ. તે ધર્મ અને માનવી

કર્તવ્યો જુદાં જુદાં નહીં હોય. આમાં કલ્પના, તર્ક, અભ્યાસ વગેરેને અવકાશ નથી.

'ચૈતન્યની પ્રતીતિ' એ તો જેની તેને હમેશ હોય છે જ. એવી સમજણ થવી એ પણ પૂર્ણતાનું લક્ષણ નથી. 'અહં'ના સૂક્ષ્મમાં સૂક્ષ્મ ભાનથી માંડીને દેહના બધા વ્યવહારોમાં ચૈતન્યની પ્રતીતિ થાય અને સમગ્ર વિશ્વનો વ્યાપાર ચૈતન્યનો જ પસારો છે એવી કલ્પના દૃઢ થાય તો તેટલાથી પણ માનવીજીવનની પૂર્ણતા માની શકાય નહીં. જ્ઞાનની સાથે સદ્‌ભાવના અને યોગ્ય કર્મની જરૂર છે. તે સિવાય શુદ્ધિ અને વૃદ્ધિ થઈ ન શકે. કારણ કે જ્ઞાન સાથે કર્મ ન હોય તો જ્ઞાન કેવળ કલ્પના, ભાવના અથવા તર્ક થઈને રહેશે. અને ભક્તિભાવના સાથે પણ જ્ઞાન અને કર્મ ન હોય, ભાવનાના ઉદ્‌ભવ સાથે અથવા થોડા વખત પછી અનુરૂપ કર્મ વગર તેનો લય થતો હોય તો તે ભાવના પણ નિરુપયોગી અને નિષ્ફળ નીવડવાની. અને કર્મ પણ જ્ઞાન અને સદ્‌ભાવનાપૂર્વક ન થતું હોય તો તેનાથી પણ કર્મજડતા આવશે અને તે કેવળ કર્મ-કાંડમાં પરિણમશે, અને એ કર્મજડતા અને કર્મકાંડ આપણી પ્રગતિમાં અંતરાયરૂપ થશે. તેથી જ્ઞાન, સદ્‌ભાવના અને ઉચિત કર્મ એ બધાનો સુમેળ આપણા વિકાસ માટે જરૂરી છે. જે જે કર્મોમાં આવો સુમેળ આપણને સાધતાં આવડે તે તે કર્મો આપણે નિર્દોષપણે કરી શકીશું. આ ત્રણેનો એવો અન્યોન્ય સંબંધ છે કે પરસ્પર સહાય અને વૃદ્ધિથી બધાંનો જ વિકાસ થતો હોય છે. નિર્દોષ કર્મો દ્વારા થતા અનુભવથી આપણા પૂર્વજ્ઞાનમાં ઉમેરો થાય છે. તે જ પ્રમાણે કર્મશુદ્ધિથી ભાવનાઓની શુદ્ધિ અને વૃદ્ધિ પણ થાય છે. આ પ્રમાણે વધતા જતા જ્ઞાનથી અને વિશેષ શુદ્ધ અને વિકાસ પામતી ભાવનાઓને લીધે આગળ પર થનારાં આપણાં કર્મોમાં પણ અધિકાધિક પરિશુદ્ધિ, કૌશલ્ય અને પ્રભાવ આવે છે. આવી રીતે જ્ઞાન, સદ્‌ભાવના અને કર્મની વૃદ્ધિ અને શુદ્ધિ થતી રહી એ બધાનું પરિણામ આપણા તરફથી થતાં બધાં કર્મોમાં મળતા યશરૂપે આપણે અનુભવીશું. જ્ઞાન, સદ્‌ભાવના અને કર્મનું સતત ચાલતું અને

એકબીજાના સામર્થ્યની વૃદ્ધિ કરનારું ચક્ર, એનાં ધર્મ અને પરિણામ જાણીને આપણે વર્તીએ તો આપણું જીવન દિવસે દિવસે સમૃદ્ધ થતું જશે. એમનો અન્યોન્ય સંબંધ, અન્યોન્ય સહાયતા અને વિકાસ જાણીને એમનો સુમેળ સાધી શકાય તો જ્ઞાન, ભાવના અને કર્મ પૈકી કોઈ બાજુનું એકાંગીપણું આપણામાં રહેશે નહીં. આપણુ જીવન બધી બાજુથી નિર્દોષ અને ચેતનવંતું થતુ જઈ જીવનમાં સાધવાની છેવટની સિદ્ધિ પણ તેનાથી આપણે પ્રાપ્ત કરી શકીશું.

પત્ર, ૩–૧૧–'૪૫

## ૨૨
## માનવી ગુણોની સાધના

જીવનના ધ્યેયની બાબતમાં આપણી વચ્ચે અનેક વાર વાતો થઈ છે. તે પરથી તમે મારા આ વિષેના વિચારો સાધારણપણે જાણતા હશો. આખું જીવન પ્રયત્ન કરી મનુષ્યે માનવી સદ્‌ગુણોની પ્રાપ્તિ કરવી, એ જ તેનુ જીવનવિષયક ધ્યેય છે એમ મને લાગે છે. તે સદ્‌ગુણોની પ્રાપ્તિ માટે ભક્તિ, યોગ, જ્ઞાન, કર્મ વગેરે પૈકી જે જે સાધનોની જેટલી જરૂર લાગે તેટલાંનો તેણે ઉપયોગ કરવો જોઈએ. એ સાધનો દ્વારા એ હેતુ સિદ્ધ થાય તો જ તે સાધનોનો યોગ્ય ઉપયોગ થયો એમ કહી શકાય. આંતર તેમ જ બાહ્ય સાધનોથી મનુષ્યે સદ્‌ગુણોને પ્રાપ્ત કરી લઈ માનવતા સિદ્ધ કરવાની છે. ધ્યાન, જપ, અશુભ વૃત્તિઓનો નિરોધ અને ક્ષય, વિવેક, તારતમ્ય, જ્ઞાન તેમ જ દયા, મૈત્રી, વાત્સલ્ય, પ્રેમ, ધૈર્ય, સત્યતા, ઉદારતા વગેરે ભાવનાઓની વૃદ્ધિ અને શુદ્ધિ સંબંધી સૂક્ષ્મ વિચાર વગેરે આંતર સાધન, અને બાહ્ય સાધન એટલે ભજન, વાચન, પ્રાણાયામ અને શુદ્ધ સાત્ત્વિક ભાવનાયુક્ત ઉચિત કર્મ—એ સર્વ સાધનોની મદદથી મનુષ્યે પોતાની ઉન્નતિ કરી લેવાની છે. એવા પ્રકારની ઉન્નતિમાં શારીરિક, બૌદ્ધિક તથા માનસિક ત્રણે અંગોના વિકાસનો હું

સમાવેશ કરું છું. ત્રણે અંગોના યથાયોગ્ય વિકાસ માટે ત્રણે પ્રકારના અભ્યાસની અને પ્રયત્નની જરૂર છે. આપણો વિકાસ અને પરીક્ષા કર્મમાર્ગમાં જ થશે. જીવનમાં જે નાનાં મોટાં કાર્યો માણસને કરવાં પડે છે તે કાર્યો દ્વારા જ તેની મનુષ્યતાનાં દર્શન થાય છે. કર્મમાં કુશળતા, વ્યવસ્થિતતા, નિયમિતતા, ચપળતા વગેરે શરીર સંબંધી ગુણો છે. યોજકતા, કલ્પકતા, ઉચિતતા વગેરે બૌદ્ધિક ગુણો છે. અને સહૃદયતા, પ્રામાણિકતા, ધાર્મિકતા, કર્તવ્યનિષ્ઠા, સત્યતા, કારુણ્ય વગેરે માનસિક ગુણો છે. પ્રત્યેક કાર્યમાં ઓછાવત્તા પ્રમાણમાં ત્રણે પ્રકારના સદ્‌ગુણોની જરૂર પડે છે. અને તે બધાની યથાયોગ્યતા, ઉચિતતા અને બંધાનો સુમેળ વગેરે પરથી માણસના વિકાસની પરીક્ષા થાય છે.

આ વિચાર તથા આ દૃષ્ટિ બરાબર સમજી લઈ, આપણે આપણું જીવન વ્યતીત કરવાનો પ્રયત્ન કરીએ તો આપણને નિરાશ થવાને કારણ નથી. આ પ્રયત્નમાં જીવનના અંત સુધી આપણને પૂર્ણ સિદ્ધિ ન મળે તોયે હરકત નથી. આપણે આપણી જાતને તેમ જ આપણા સંબંધમાં આવતા મનુષ્યોને આ જ ધ્યેય પ્રત્યે લઈ જવાનો પ્રયત્ન કરીએ છીએ કે નહીં, આપણી શક્તિ-બુદ્ધિ, આપણું સર્વસ્વ સદૈવ આ જ માર્ગે ખર્ચીએ છીએ કે નહીં એટલું જ આપણે જાગ્રતપણે જોતા રહેવાનું છે. મનુષ્યને કદીયે પૂર્ણ માનવતા પ્રાપ્ત થશે કે કેમ તે વિષે આજે આપણે કશું કહી શકતા ન હોઈએ, છતાં આપણી શુદ્ધ બુદ્ધિને મનુષ્યના ધ્યેયરૂપે જે નિશ્ચિતપણે લાગે છે તે ધ્યેયના વટેમાર્ગુ થવું અને રહેવું એ આપણું કર્તવ્ય છે. જન્મ, જ્ઞાન, સંસ્કાર, પરિસ્થિતિ વગેરે દ્વારા માનવતાનો જે વારસો આપણને મળ્યો છે, તેને શક્ય તેટલો વધારી આપણે આગલી પેઢીને માટે છોડી જવો જોઈએ. માનવતાની પૂર્ણતા ક્યારે ય પણ આ જ રસ્તે અને આ ક્રમે થનારી છે. આ કામ એક વ્યક્તિ કે એક પેઢીનું નથી, પરંતુ મનુષ્યજાતિની અનેક પેઢીઓનું મળીને આ કાર્ય છે. આવા પ્રકારની આ બાબતમાં આપણી શ્રદ્ધા હોવી જોઈએ.

શરીર, બુદ્ધિ, મન, પ્રાણ, ચેતન વગેરે સર્વનો એકત્ર થયેલો સંઘાત જેને આપણે ' હું ' તરીકે ઓળખાવીએ તથા સમજીએ છીએ, તે ' હું ' આ અનંત વિશ્વમાં, માનવજાતિમાં અણુ પ્રમાણમાં છે. તે અણુએ પણ પોતા પર આવી પડેલુ વિકાસકાર્ય જીવનપર્યંત પૂર્ણ શક્તિ ખર્ચી નિષ્ઠાપૂર્વક કરતાં રહેવું અને જીવનના અંત સમયે તે ' હું ' લુપ્ત થતી વેળાએ તેણે પોતાની સાત્ત્વિકતાની સર્વ કમાણી માનવજાતિને સમર્પણ કરી દેવી. માણસ ખરેખર આટલું જ કરી શકે છે. અને આ રીતે છેવટે પરમાત્મામાં વિલીન થઈ સમરસતાનું સમાધાન પ્રાપ્ત કરી શકે છે. અને આટલું કરી તેણે સંતોષ રાખતાં શીખવું જોઈએ. કારણ, ઉપર કહ્યું છે તેમ પૂર્ણ માનવતા સુધી પહોંચવું એ એક પેઢીનું કામ નથી પણ મનુષ્યજાતિની અનેક પેઢીઓના સાત્ત્વિક પરિશ્રમનું મળીને કાર્ય છે.

મનુષ્યને જેમ આત્મવિશ્વાસની જરૂર છે, તેમ જ પોતાની અપૂર્ણતાનુંયે ભાન હોવાની જરૂર છે. પરંતુ આ બન્ને બાબતને યોગ્ય મર્યાદા હોવી જોઈએ. મર્યાદા બહારના આત્મવિશ્વાસમાં અહંકારનો ભય હોય છે અને અપૂર્ણતાની ખોટી કલ્પનામાં અકર્તૃત્વ, નિરાશા અને શિથિલતા વગેરેનો ભય હોય છે. બંને છેડા ટાળી, વચલી સ્થિતિમાંથી મનુષ્યત્વનો માર્ગ પકડવાનો છે. આ વસ્તુ આપણે સદાયે ધ્યાનમાં રાખવી. વેદાંતી પ્રમાણે આપણે પોતાને પરિપૂર્ણ પણ ન સમજવું જોઈએ અને ભક્ત પ્રમાણે પોતાને સદૈવ દીનપણે પાપીયે સમજતાં ન રહેવું જોઈએ. પુરુષાર્થ સાથે નમ્રતા પણ હોય તો આપણને અહંકારનો ભય નથી, અને ભાવિકતા સાથે જ આપણામાં પ્રજ્ઞા અને કર્તૃત્વ હોય તો આપણે પોતાને કદી દીન કે પાપી સમજતાં રહીશું નહીં.

પત્ર, ફેબ્રુઆરી–૧૯૪૧

## ૨૩

# સાચું દુઃખ અને તેનો ઉપાય

આપણા દેશમાં તાત્ત્વિક વિચારોની અનેક પ્રણાલીઓ છે. એ બધી પ્રણાલીઓમાં પરસ્પર વિરોધ પણ છે. એટલું જ નહીં પણ એક જ પ્રણાલીમાંયે પરસ્પર વિરોધી વચનો મળે છે. જે લોકો આવા ગ્રંથો પર કેવળ શ્રદ્ધા રાખીને ચાલે છે તેમને આ વિરોધ જણાતો નથી. વિદ્વાન લોકોને વિરોધ જણાય છે, પરંતુ તેઓ પોતાની તર્કબુદ્ધિથી એ વચનોના અર્થ પોતાની શ્રદ્ધા પ્રમાણે કરીને વિરોધ મટાડવાનો પ્રયત્ન કરે છે. મુખ્ય વાત એ છે કે આપણા ગ્રંથોમાં પરસ્પર વિરોધી વચનો ઘણાં છે.

આવાં પરસ્પર વિરોધી વચનો વાંચીને શ્રેયાર્થીના મનમાં શંકા પેદા થાય છે અને તેનો સમાધાનકારક જવાબ ન મળવાથી તે ગભરાય છે અને આ સ્થિતિ વધુ વખત રહે તો વ્યાકુળ થાય છે.

તમારી સ્થિતિ આવી જ કંઈક થઈ છે. આધ્યાત્મિક ગ્રંથોમાં કંઈક અનુભવ અને કંઈક કલ્પના, તર્ક, અનુમાન એવો પ્રકાર જોવામાં આવે છે. એમાં અનુભવનો ભાગ કેટલો અને કલ્પના, તર્ક, અનુમાન વગેરેનો ભાગ કેટલો એનો નિર્ણય કરવાનું કામ શ્રેયાર્થીને માટે મુશ્કેલ બને છે. શ્રદ્ધાને લીધે તે દરેક વચનને સત્ય સમજે છે અને વિચાર કરવા લાગે છે ત્યારે કેટલીયે વાતો બુદ્ધિને સમજાતી ન હોવાથી તે વ્યાકુળ બને છે.

આધ્યાત્મિક ગ્રંથો તમે વાંચ્યા ન હોત તો તમારા મનમાં આજની વ્યાકુળતા પેદા થઈ હોત કે કેમ એ વિષે ભારે શંકા છે. આત્મા–પરમાત્મા વિષે તમે વાંચ્યું હશે. આત્મજ્ઞાન–આત્મદર્શન વગર માણસનો ઉદ્ધાર થવો સંભવિત નથી વગેરે વાતો વાંચવાથી તમારા મનમાં એ જાતની શ્રદ્ધા બેઠી હશે. આ પ્રકારનો સંસ્કાર તમારા મન પર ન હોત તો આજે તમને દુઃખી અને વ્યાકુળ થવાનું બીજું કોઈ કારણ છે એમ મને જણાતું નથી.

હવે તમે તમારા મનની ખરી સ્થિતિ ઓળખીને આ વિષય પર વિચાર કરવાનો પ્રયત્ન કરો. માણસે અનુભવથી, વિવેકથી દરેક બાબતનું પરીક્ષણ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. તર્ક, કલ્પના કે અનુમાનની પાછળ મનને દોડાવવું ન જોઈએ. દરેક સિદ્ધાંતને, વચનને અનુભવની કસોટી પર કસીને તેની સત્યતા–અસત્યતાની પરીક્ષા કરવી જોઈએ. નિઃશંક થવાનો આ માર્ગ છે. આમાં કેવળ શ્રદ્ધા કે માન્યતાથી કામ ન ચાલે.

તમે તમારા મનને તપાસો. તમને આજે જે દુઃખ છે તેનું પ્રત્યક્ષ કારણ કેટલું છે અને માની લીધેલી કલ્પનાનું કારણ કેટલું છે? પહેલાં તમારા મનના દુઃખનું કારણ શોધો. કયા બંધનમાંથી, કયા દુઃખમાંથી મુક્ત થવાનો તમે પ્રયત્ન કરી રહ્યા છો?

દુઃખમાંથી, બંધનમાંથી, અજ્ઞાનમાંથી છૂટવાની માણસ ઇચ્છા કરે છે. તે તેમાંથી પોતાનો ઉદ્ધાર ઇચ્છે છે. આ વાત યોગ્ય છે. પરંતુ પોતાનું સાચું દુઃખ કયું છે તે તેણે પ્રથમ સમજી લેવું જોઈએ. જે અજ્ઞાનને લીધે જીવનવ્યવહારમાં આપણે દુઃખી થઈએ છીએ, સંકટમાં પડીએ છીએ તેને દૂર કરવાનો આપણે જરૂર પ્રયત્ન કરવો જોઈએ. પરંતુ જે અજ્ઞાનનો આપણા દરરોજના જીવનવ્યવહાર સાથે કોઈ સંબંધ આવતો જ નથી તેને આપણા દુઃખ અને વ્યાકુળતાનું કારણ માનીએ તો તે એક પ્રકારનો ભ્રમ છે. આ વાત ઘણો સમય મનમાં રહે તો તે વધારે ને વધારે દઢ થતી જાય છે અને સરલ વિચાર કરવાની આપણી બુદ્ધિને કુંઠિત કરે છે.

આત્મા–પરમાત્મામાં ભેદ છે કે અભેદ? આ પ્રશ્ન તમારા દુઃખનું કારણ છે એમ તમે માની લીધું છે. આ પ્રશ્નનો જવાબ મળે એના પર તમારી ઉન્નતિ, તમારો ઉદ્ધાર અવલંબે છે એમ તમે સમજો છો. મેં કાગળમાં ઉપર લખ્યું છે તે દૃષ્ટિથી વિચાર કરીને જોવાથી તમને માલૂમ પડશે કે મનુષ્યજીવનમાં જે અનેક પ્રકારનાં દુઃખ છે તેનું કારણ આત્મા-પરમાત્માનું અજ્ઞાન નથી. માનવજાતનાં દુઃખો પર દૃષ્ટિ નાખી તેમનો વિચાર કરીને જુઓ. આ પ્રશ્ન સાથે એ દુઃખનો કોઈ સંબંધ છે શું?

ત્યાં કોઈને કોઈ વિચારદોષ જરૂર હોવાનો. હું મારું જ કલ્યાણ કરી લઉં અને બાકીનાનો કશો વિચાર જ ન કરું એ માનવજીવન નથી. માનવજીવન થોડો સમય પણ કદી એકલું નભી શકતું નથી, કારણ કે માણસ સામાજિક પ્રાણી છે. તેના બધા સંબંધો સામાજિક છે. તેનું એકલાનું આ દુનિયામાં કશું જ નથી.

માણસમાં જે શક્તિઓ છે તે બધી શક્તિઓની જરૂરી વૃદ્ધિ અને ખાસ કરીને શુદ્ધિ કરવી એ આપણું કર્તવ્ય છે. આ વૃદ્ધિ અને શુદ્ધિ સત્ય, પ્રામાણિકતા, નિઃસ્વાર્થતા, ઉદારતા, દયા, ક્ષમા, પ્રેમ, સંયમ, પુરુષાર્થ વગેરે સદ્ગુણોથી થાય છે. આ સદ્ગુણોથી જ વ્યક્તિ અને સમાજની શુદ્ધિ થઈ શકે. આ સદ્ગુણોથી જ જગતમાં સમભાવ પેદા થઈ તેનો વિકાસ થતો જાય છે. આ સમભાવથી આપણી અને જગતની એકતા સધાય છે. પછી આપણો અને જગતનો સ્વાર્થ જુદો જુદો રહેતો નથી. આ સ્થિતિએ પહોંચવા માટે જે આચરણ કરવું પડે છે તે જ 'ધર્મ'. આ ધર્મથી જ માનવજીવન સાર્થક થાય છે. માનવજીવનની પૂર્ણતા આમાં જ છે.

સંપૂર્ણ અર્થ ધ્યાનમાં લઈને આ લખાણનો વિચાર કરજો. માનવ-જીવનનો વિચાર આ દૃષ્ટિથી કરજો. તમારા પત્રોમાં જે પ્રશ્ન છે તેનો શાસ્ત્રીય રીતે જવાબ આપવો કઠણ નથી. પણ તેવા જવાબથી તમારા કલ્યાણનો પ્રશ્ન છૂટશે નહીં. મારું લખવું બરાબર સમજશો તો મળવાની જરૂર નહીં રહે.

પત્ર, ૭–૧૦–'૪૧

## ૨૪

# વિકાસ અને પુરુષાર્થ

અનુકૂળ પરિસ્થિતિ અને સત્સંગ પ્રાપ્ત થવાથી માણસનો વિકાસ થાય છે એમ મેં પહેલા પત્રમાં લખ્યું હતું. પરંતુ એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે જેને વિકાસની–ઉન્નતિની ઇચ્છા હોય તેનો જ વિકાસ –ઉન્નતિ થાય છે. જેને ઉન્નતિની વ્યાકુળતા હોય તે પ્રતિકૂળ પરિસ્થિતિમાં પણ પોતાના મનનો સંકલ્પ છોડતો નથી. અનુકૂળ કે પ્રતિકૂળ–ગમે તેવી પરિસ્થિતિ હોય તોપણ તેમાંથી કોઈ પણ પ્રકારે, કોઈ પણ પ્રયત્નથી તે પોતાની ઉન્નતિનો માર્ગ જ શોધીને–તેનું આલંબન લઈને તે પર ચાલે છે. મોટા મોટા મહાનુભાવોનાં જીવનચરિત્ર વાંચવાથી આજ વાત વિશેષરૂપે દૃષ્ટિગોચર થાય છે. તેમણે અનુકૂળ અને પ્રતિકૂળ બંને પરિસ્થિતિમાંથી પોતાના કલ્યાણનો માર્ગ જ કાઢ્યો છે. કોઈ પણ પરિસ્થિતિમાંથી પોતાના કલ્યાણનો માર્ગ કાઢવા માટે પ્રચંડ મનઃસામર્થ્ય અને અગાધ બુદ્ધિમત્તાની જરૂર છે એમાં સંશય નથી. પ્રતિકૂળ પરિસ્થિતિમાંથી માર્ગ કાઢવામાં અને તે માર્ગ પર દૃઢ રહેવામાં વધારે વિવેક અને ધૈર્ય જોઈએ. પણ મહાનુભાવોમાં વિવેક અને ધૈર્યની ઊણપ ન હોવાથી, તેઓ કોઈ પણ સ્થિતિમાં પોતાનું કલ્યાણ સાધતા હતા

રાજસ અને સાત્ત્વિક બંને જાતના માણસો પાસે ધન હોય છે. એક, ધનનો ઉપયોગ મોજમજા અને વિલાસ વગેરેમાં કરે છે અને બીજો, દયા વગેરે જે સાત્ત્વિક ભાવો મનમાં હોય છે તેમનો તે ધનથી વિકાસ કરીને પોતાની ઉન્નતિ કરી લે છે. ધનથી એકની વિલાસિતા વધે છે અને બીજાની સાત્ત્વિકતા વધે છે. કઠણ સમયમાં એક અપ્રામાણિક અને દુરાચારી થઈ શીલભ્રષ્ટ થાય છે તો બીજો તે સ્થિતિમાં દૃઢતાથી કઠણ સમયમાંથી પસાર થાય છે અને શીલ વધારી શીલસંપન્ન થાય છે.

કલ્યાણની ઇચ્છા હોય તો પ્રયત્ન, વિવેક અને સત્સંગથી માણસ રાક્ષસમાંથી ધીરે ધીરે સાત્ત્વિક થઈ શકે છે એમાં જરાયે સંદેહ નથી. દરેક માણસ પાસે થોડીઘણી સામગ્રી તો પહેલેથી હોય છે જ. સામગ્રી વગરનો કોઈ પણ માણસ જ નહીં મળે. સામગ્રી એટલે સંસ્કાર. પોતાના ઉચ્ચ ધ્યેય માટે એનો ઉપયોગ કરવાની ઇચ્છા માણસના મનમાં હોવી જોઈએ. ઇચ્છા હોવાથી તે પ્રયત્ન કરશે. પ્રયત્ન કરવાથી માર્ગ અવશ્ય મળશે.

ઉન્નતિની ઇચ્છા રાખવાવાળા સામાન્ય માણસને વિષે મેં તમને પહેલા પત્રમાં લખ્યું હતું. મહાનુભાવ તો પોતાનો માર્ગ કોઈ પણ પરિસ્થિતિમાંથી કાઢી લે છે જ. પરંતુ સામાન્ય માણસનું જીવન પરિસ્થિતિ પ્રમાણે બને છે. કલ્યાણની ઇચ્છા તેના મનમાં રહે છે, પણ તે એટલી દૃઢ અને પ્રખર નથી હોતી કે કોઈ પણ પરિસ્થિતિમાંથી તે પોતાનો માર્ગ કાઢી જ લે. પ્રતિકૂળ પરિસ્થિતિમાં–કુસંગમાં તે નાશ પામી જઈ તેનું જીવન બીજા જ માર્ગે જાય છે. તેથી પરિસ્થિતિ એવી હોય કે તેના મનમાં રહેલી કલ્યાણની ઇચ્છાને પ્રતિકૂળ પરિસ્થિતિ સાથે વખતોવખત ટકરાવું ન પડે અને એમાંયે સત્સંગ હોય તો તે પોતાનો વિકાસ કરી શકે છે. આ આશયથી મેં સંક્ષેપમાં લખ્યું હતું. પરંતુ આ વાત પણ નિશ્ચિત સમજવી જોઈએ કે કયારેક કઠણ પ્રસંગનો સામનો કરવાથી સાત્ત્વિકતાની પરીક્ષા થાય છે અને આત્મવિશ્વાસ વધે છે. પરીક્ષા માટે કઠણ પ્રસંગો શોધવાની કે જાણીજોઈને પ્રસંગો નિર્માણ કરવાની જરૂર નથી, જીવનમાં કઠણ પ્રસંગો આવતા જ રહે છે. પ્રસંગ આવે ત્યારે વિવેક અને ધૈર્ય છૂટવાં ન જોઈએ.

આનંદ અને પ્રસન્નતામાં ભેદ જરૂર છે. મેં સમજાવ્યું હતું અને જીવનશોધનની પ્રસ્તાવનામાં લખ્યું પણ છે. તેને તમે ધ્યાનપૂર્વક બે ત્રણ વાર વાંચીને તેના પર વિચાર કરો. તમારા ધ્યાનમાં જરૂર આવશે. આનંદ ઊર્મિ છે અને પ્રસન્નતા ચિત્તની એક ઊંચટની અવસ્થા છે. પ્રસન્નતા વધારવાથી નહીં વધે. કર્તવ્ય કર્યા પછી ચિત્તમાં ને આપોઆપ

આવે છે. ભોજન પછી તૃપ્તિ, સંપૂર્ણ કર્મ પછી જેવો આરામ તેમ તે છે. આનંદનો અનુભવ જેમ બધાને છે તેમ પ્રસન્નતાનો પણ બધાને છે.

હવે પુરુષાર્થ અને પ્રાપ્તિ વિષે લખું છું. આપણે પુરુષાર્થનો અર્થ શો કરીએ છીએ? પ્રયત્નથી પ્રાપ્ત થનારા અર્થને અર્થાત્ પ્રાપ્તિને આપણે પુરુષાર્થ સમજીએ છીએ ને? એટલે પુરુષાર્થનો અર્થ પ્રાપ્તિ–પ્રયત્નથી પ્રાપ્ત કરેલી સિદ્ધિ. તેથી પુરુષાર્થ અને પ્રાપ્તિની મતલબ એક જ થઈ. પણ પુરુષાર્થનો અર્થ તમે પ્રયત્ન એટલો જ કરશો તો પુરુષાર્થ અને પ્રાપ્તિ એ બે શબ્દો બે અર્થોના થશે.

લોકોમાં કેવળ પ્રાપ્તિની એટલે લાભની ઉત્કંઠા હોવાથી પ્રયત્ન કરવામાં તેમને કષ્ટ લાગે છે. પ્રાપ્તિમાં જ તેમને આનંદ જણાય છે અને પ્રાપ્તિ પર જ તેમનું ધ્યાન રહે છે; પ્રયત્ન પર જોઈએ તેટલું ધ્યાન નથી રહેતું અને પ્રયત્નમાં તેમને આનંદ પણ લાગતો નથી. પ્રયત્ન ઓછો કરીને પ્રાપ્તિ થાય, અથવા બિલકુલ પ્રયત્ન કર્યા વગર, પ્રયત્નને ટાળીને કે બીજો કોઈ પોતાને માટે પ્રયત્ન કરે અને પોતાને પ્રાપ્તિ થાય તો સારું એવું પ્રાપ્તિમાં જ આનંદ માનવાવાળાને લાગે છે. એવા માણસો પ્રયત્ન પર પૂરું ધ્યાન આપતા નથી, ઇચ્છાવશ થઈ કેવળ પ્રાપ્તિનો જ વિચાર કરે છે અને તે માટે ઉત્કંઠિત થાય છે. પરંતુ વિવેકી માણસ સમજે છે કે જો પ્રાપ્તિ જોઈએ તો તે માટે પ્રામાણિકતાથી, આળસ છોડીને નિર્દોષ પ્રયત્ન કરવો જોઈએ. યથાર્થ પ્રયત્ન કરવાથી પ્રાપ્તિ જરૂર થશે એવો તેને વિશ્વાસ રહે છે. તેના હૃદયમાં આવો વિશ્વાસ હોવાથી તેને પ્રયત્ન અને પ્રાપ્તિ બંનેમાં આનંદ લાગે છે. પ્રયત્નની અંતિમ અવસ્થા પ્રાપ્તિ છે. તે એકબીજાથી અલગ નથી. તેને બંનેમાં તત્ત્વતઃ ભેદ જણાતો નથી. વિવેકી અને પ્રામાણિક માણસનો પ્રયત્ન અને પ્રાપ્તિ બંને પર વિશ્વાસ રહે છે. પ્રયત્ન વગર પ્રાપ્તિની તે ઇચ્છા રાખતો નથી.

વિવેકી માણસને પ્રયત્નમાં પણ આનંદ લાગવાથી તેના પ્રયત્નમાં ત્રુટિ હોવાનો ઓછો સંભવ રહે છે. કેવળ પ્રાપ્તિ પર જ ધ્યાન આપનારને પ્રયત્ન કરવામાં શિથિલતા, આળસ કે કંટાળો આવે એવો ભય છે.

બીજાઓના શ્રમથી તૈયાર થયેલી વસ્તુ લેવાની ઇચ્છા તેના દિલમાં થવાનો સંભવ છે. ખોરાક ખાવામાં જેટલો આનંદ લાગે છે, કપડાં પહેરવામાં જેવો આનંદ લાગે છે એટલો જ અને તેવો જ આનંદ ખોરાક બનાવવામાં અને સૂતર કાંતવામાં આવે તો? આવો આનંદ વિવેકી અને કર્તવ્યનિષ્ઠ જ લઈ શકે છે.

પત્ર, ૧૪–૮–'૩૬

## ૨૫

## વિદ્યા–કલા દ્વારા મનુષ્યોચિત આનંદ

સત્કર્મો કરવા પ્રેરણા આપનાર વિદ્યાની અને કલાની અભિરુચિ હોવી એ ઈશ્વરી ભેટ છે. જેમને નાનપણથી જ એવી કોઈ પણ વિદ્યા કે કલાનો વ્યાસંગ લાગેલો હોય છે તેમનું જીવન ઉત્સાહી હોય છે; એટલું જ નહીં, પણ બીજાઓના જીવનમાંય તેઓ ઉત્સાહ પેદા કરી શકે છે. આપણા લોકોમાં નિર્વાહ ચલાવવા માટે જરૂરી વિદ્યા અને કલા સિવાય બીજી કોઈ પણ વિદ્યા કે કલાની વિશેષ રુચિ ન હોવાથી આપણા જીવનમાં સ્વાભાવિક ઉત્સાહ ન દેખાતાં એક પ્રકારની ઉદાસીનતા જોવામાં આવે છે. સામાન્ય લોકોમાં કલાની જે અભિરુચિ દેખાય છે તે કલાના ઉપભોગની અભિરુચિ હોય છે. તે અને કલાની અભિરુચિમાં ઘણો ફેર છે.

विद्या अने कलानु जीवनमां स्थान

હંમેશના વ્યવસાયનો આપણને કંટાળો આવે એટલે આપણું મન કોઈ પણ સ્થૂળ કે સૂક્ષ્મ ઉપભોગ તરફ, વ્યસન તરફ કે ઊંઘ તરફ વળે છે. આ બાબતમાં દરેકે પોતાનું જીવન તપાસવું જોઈએ અને તેમાંથી શોધી કાઢવું જોઈએ કે કોઈ પણ ધંધો કરીને પોતાના કુટુંબ માટે વ્યવસાય કરી પૈસા કમાવા સિવાય બીજા કોઈ પણ સાત્ત્વિક કાર્યથી, સાત્ત્વિક વિષયથી કે કલાથી આપણે બીજાઓને જ્ઞાન, આનંદ અને

ઉત્સાહ આપી શકીએ છીએ કે કેમ ? કેવળ ગપાટા મારવાનું છોડી દઈએ તો આપણામાં એવી કઈ વિદ્યા, કલા, સ્વભાવનું માધુર્ય કે સદ્‌ગુણોનો સંચય છે કે જેનાથી આપણે બીજાઓને દરરોજ થોડો વખત પણ આપણી સોબતથી જ્ઞાન આપી શકીએ ? તેમને આનંદિત અને ઉત્સાહિત કરી શકીએ ? કઈ વિદ્યાથી આપણે બીજાઓને તેમનુ દુઃખ ઓછુંવત્તું પણ ભુલાવી શકીએ ? જેમનામાં આવી જાતનો કોઈ પણ ગુણ, વિદ્યા, કલા કે જ્ઞાન હોય તેમને જીવનમાં ઉત્સાહ અને આનંદની કદી ખામી જણાશે નહીં. આ પરથી જીવન અને સમાજની દૃષ્ટિએ કલા અને વિદ્યાની કેટલી આવશ્યકતા છે તેનો વિચાર કરીને દરેક જણે તે પ્રયત્નપૂર્વક સંપાદન કરવી એ ઇષ્ટ છે. તેથી આપણા જીવનમાં નિત્ય નવો ઉત્સાહ આવશે અને આપણું જીવન ઉપયોગી બનશે.

શરીરમાં બળ આવવાથી જેમ માણસને ઉત્સાહ લાગવા માંડે છે તેમ તેની બુદ્ધિનું બળ વધે અને મનોભાવના જાગ્રત થાય તો તેનામાં ઉત્સાહ આવે છે. આ પૈકી કોઈથી પણ આપણામાં विद्या अने कलानो નિત્ય નવો ઉત્સાહ આવતો રહે તો જીવનમાં કદી व्यापक अुपयोग નીરસતા લાગવાનું કારણ રહેશે નહીં. જે વિદ્યા, કલા અને જ્ઞાન આપણને તેમ જ બીજાઓને સાત્ત્વિકતા તરફ લઈ જાય અને આપણું તેમ જ બીજાઓનું દુઃખ દૂર કરે તે માટે અભિરુચિ રાખી તે પ્રાપ્ત કરવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ. આરોગ્ય, બળ, ચપળતા અને સ્ફૂર્તિ આવે તે માટે શાસ્ત્રીય પદ્ધતિથી વ્યાયામ, આસન, પ્રાણાયામનો અભ્યાસ કરતા રહીએ અને એ વિષેનાં જ્ઞાન અને કલા હાથ કરીએ તો તે, આપણને તેમ જ બીજાઓનેય ઘણાં ઉપયોગી નીવડે એવાં છે. પ્રાણીશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, કૃષિશાસ્ત્ર, માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર વગેરે શાસ્ત્રો; ભુસ્તર, ભૂગોળ, ખગોળ આદિ વિદ્યાઓ; ગાયન, વાદન, ચિત્રાલેખન, શિલ્પ, ભાષણ, લેખન વગેરે કલાઓ; હાથથી કરવાના મનુષ્યોપયોગી કારીગરીના અને કૌશલ્યના ઉદ્યોગો; દેશવિદેશના ધાર્મિક, આર્થિક, રાજકીય ને

આધ્યાત્મિક ઇતિહાસ; રાષ્ટ્રની અને દુનિયાની વર્તમાન પરિસ્થિતિનું જ્ઞાન; જુદીજુદી રીતે લોકોપયોગી કાર્યો કરવાની પ્રવૃત્તિ; ગામની, સમાજની, વ્યક્તિગત કે સાર્વજનિક મુશ્કેલીઓ, સંકટો ને આપત્તિઓ દૂર કરવાના પ્રયત્નો; સાર્વજનિક સંસ્થાઓ, ધર્માદા દવાખાનાંઓ, ઇસ્પિતાલો વગેરેમાં ભાવનાથી અને દયાપૂર્વક કામ કરવાની ઇચ્છા; વગેરે અનેક શાસ્ત્ર, વિદ્યા, કલા, કૌશલ્ય, ઇતિહાસ, જ્ઞાન, પ્રવૃત્તિ, પ્રયત્ન, ઇચ્છા વગેરે દ્વારા આપણી શક્તિ, બુદ્ધિ અને સદ્‌ભાવનાની વૃદ્ધિ કરીને તે બધાનો ઉપયોગ આપણે પોતાનાં કુટુંબ, સમાજ, દેશ, રાષ્ટ્ર, માનવજાતિ વગેરેના હિતાર્થે કરી શકીએ. માટે કેવળ નિર્વાહ માટે જોઈતી વિદ્યા ઉપરાંત કોઈ પણ કલ્યાણપ્રદ વિષયની, વિદ્યાની, શાસ્ત્રની, કલાની કે કાર્યની આપણને અભિરુચિ હોવી જોઈએ. અને તે પૈકી કોઈ પણ જ્ઞાનનો ઉપયોગ બને ત્યાં સુધી ઘણાના હિત માટે કરવાની સદિચ્છા આપણામાં હોવી જોઈએ, અને તે જાતનું કાર્ય આપણે કરતા રહેવું જોઈએ. આવી જાતના જીવનમાં કદી પણ કંટાળો કે નિરુત્સાહ ન લાગતાં માણસને હંમેશ ઉત્સાહ અને આનંદ મળ્યા કરશે.

આજે પણ આવી જાતની કોઈ પણ સારી અભિરુચિવાળા લોકોનું જીવન જોઈએ તો તેમનામાં હંમેશ આનંદ અને સ્ફૂર્તિ દેખાઈ આવે છે. શહેરના કૃત્રિમ જીવનમાં વખત ગાળવા માટે दैनिक जीवनमां કેટલીક કૃત્રિમ સાધનોનો માણસને આશ્રય લેવો अुद्योगीपणानो आनंद પડે છે ખરો; છતાં ત્યાં અને બીજી જગાએ પણ જુદી જુદી રીતે જાહેર પ્રવૃત્તિમાં પોતપોતાના જ્ઞાનનો અને વિદ્યાનો સેવાભાવથી ઉપયોગ કરનારા કેટલાક સજ્જનો મળી આવે છે. સાર્વજનિક પ્રવૃત્તિ બધાને ફાવે છે એમ નથી. તેથી એવી પ્રવૃત્તિનો આગ્રહ ન રાખતાં પોતાનું કુટુંબ, સગાંસંબંધી અને પડોશી પૂરતી દૃષ્ટિ રાખીને જો માણસ પોતાના જીવનનો વિચાર કરે તોય તેને કેટલીયે સારી વસ્તુઓ સૂઝશે. દુનિયામાં તદ્દન સાદાં જણાતાં સ્ત્રીપુરુષો પણ પોતાનું જીવન હંમેશ કોઈ ને કોઈ સારી પ્રવૃત્તિમાં ગાળતાં કોઈ કોઈ ઠેકાણે

મળી આવે છે. એવાં લોકોનું જીવન જોઈએ તો સમર્થ રામદાસે કહેલાં ભાગ્યનાં લક્ષણ તેમનામાં ઓતપ્રોત ભરેલાં દેખાઈ આવે છે.

**आनंदनी जरूर अने तेनुं सामर्थ्य**

કેવળ નિર્વાહ માટે કરવા પડતા ધંધાથી માણસનો સર્વાંગી વિકાસ થતો નથી. તેનું જીવન આનંદી, ઉત્સાહી અને સુખી થતુ નથી. કોઈ એકાદનો ધંધો જ તેટલો વ્યાપક, જ્ઞાનમય અને કલામય હોય તો વાત જુદી, પણ બહુજનસમાજની સ્થિતિ એવી નથી હોતી. સતત એક જ જાતના કાર્યમાં અને સ્થિતિમાં માણસને અરુચિ અને કંટાળો ઊપજે એ સ્વાભાવિક છે. તેથી તે દૂર કરવા માટે અને આનંદ મેળવવા માટે વ્યક્તિગત, કૌટુંબિક તેમ જ સામાજિક વ્રતો, તહેવારો અને ઉત્સવોની આપણા સમાજમાં યોજના કરેલી છે. દેશ, કાળ અને પરિસ્થિતિ પ્રમાણે એ યોજનામાં ફેરફારો કરવા જરૂરી હોય છે તેથી આપણે એવા ઇષ્ટ ફેરફાર કરતા રહેવું જોઈએ. સંસારના તાપ-ત્રયમાં માણસને આનંદનો આધાર, સાધન કે આશા ન હોય તો તે જીવવાની ઇચ્છા જ નહીં કરે. કશો જ શારીરિક, બૌદ્ધિક કે માનસિક પરિશ્રમ કર્યા વિના પાંચ જ્ઞાનેંદ્રિયો દ્વારા આનંદ ભોગવવાની ઇચ્છા તેને હોય છે. કારણ કે સંસાર-કાર્યમાં થાકેલો અને ત્રાસેલો જીવ આનંદ અને સુખની ઇચ્છા કરે છે. એવી સ્થિતિમાં પરિશ્રમ વગર તેને આનંદ અને સુખ મળે, થોડો વખત પણ તેના મનનું રંજન થાય, ચિત્તવૃત્તિ આનંદિત થાય તો તેટલા વખત પૂરતોય તે આનંદમાં તલ્લીન થાય છે. પોતાનું દુઃખ, યાતના, ગરીબી, અપમાન, વ્યાધિ, કરજ, ચિંતા વગેરે બધી બાબતો તેટલા વખત પૂરતી તો તે ભૂલી જાય છે અને તેટલા આનંદના કે સુખના આધાર કે સામર્થ્ય પર તે પોતાની હંમેશની આપત્તિઓ સાથે ઝઘડવાને કે તે સહન કરવાને તૈયાર થાય છે. આનંદમાં કશું જ સામર્થ્ય ન હોત તો તે દ્વારા આપત્તિઓ સાથે ઝઘડવાની શક્તિ માણસમાં પેદા જ ન થાત. સંસારનું સુખ ક્ષણિક છે, તેનો આનંદ અશાશ્વત છે એમ તેનાથી કંટાળેલા કે તેનું છેવટે પર્યવસાન દુઃખમાં થાય છે એવી સમજણથી તેનો ત્યાગ કરનારા

ગમે તે કહેતા હોય, પણ માણસ અનાદિ કાળથી આનંદ શોધતો અને મેળવતો આવ્યો છે. સંસારમાં અવારનવાર ભલે હોય પણ સુખ અને આનંદના જે પ્રસંગો તેને ભાગે આવે છે તેટલાથી જ તેની બધી શક્તિઓ તેનામાં પાછી ભરાઈ આવે છે. દુ:ખ, આપત્તિ અને સંકટ સાથે ઝઘડવા માટે તેની બધી શક્તિઓ ઉત્તેજિત અને સમર્થ થાય છે. તે આનંદ પ્રાપ્ત કરવામાં આપણે જેટલો વિવેક વાપરીએ, જેટલી સાવધાનતા રાખીએ, જેટલી વ્યાપક અને સામુદાયિક દૃષ્ટિ રાખીએ તેમ જ તે આનંદ સાથે અનેક સદ્ભાવોનો અને સદ્ગુણોનોયે જેટલો વિચાર આપણે જાગ્રત રાખીએ તેટલો તે આનંદ વધારે સાત્ત્વિક અને સમર્થ બનશે અને તેને લઈને આપણી માનવતા અને આત્મવિશ્વાસ વધતાં રહેશે એમાં શંકા નથી.

નિર્દોષ અને સભ્ય વિનોદ કરતાં આવડવો એ પોતાને તેમ જ બીજાઓને પણ આનંદ આપનારી એક ઉપયોગી કલા છે. આપણે જેનો વિનોદ કરીએ છીએ તેને પણ જે વિનોદથી આપણી પેઠે

નિર્દોષ વિનોદની કલા જ આનંદ થાય છે, જેને લીધે કોઈનામ મનને દુઃખ ન થતાં બધાના હૃદયમાં નિર્દોષ આનંદની લહેરો

ઊઠવા માંડે છે, જેના આનંદનું પર્યવસાન કોઈ પણ પ્રકારની મલિનતા, કર્કશતા કે કટુતામાં થતું નથી, જેમાં આનંદની સાથે જ બધાની બુદ્ધિને પણ થોડુંક પોષણ મળતાં તેમાં પ્રગલ્ભતા, સૂક્ષ્મતા ને માર્મિકતા આવે છે અને જેને લીધે કોઈ પણ જાતની સાત્ત્વિકતામાં અડચણ આવતી નથી એ વિનોદ નિર્દોષ છે. એવો વિનોદ બુદ્ધિને તેજસ્વી અને મનને ઉલ્લસિત ને ઉત્સાહિત કરી શકે છે, આરોગ્યને સહાયક થઈ શકે છે અને તેને લીધે એકબીજા વચ્ચેનો સંકોચ દૂર થઈ પ્રેમ વૃદ્ધિ પામે છે તથા તેમનું માધુર્ય વધે છે, મન નિખાલસ અને પવિત્ર થઈ તે દ્વારા આપ–પરભાવ ઓછો થાય છે અને એકતા ને વિશ્વાસ વધે છે. આવી જાતની વિનોદની કલા દરેક જણે પ્રાપ્ત કરવી જોઈએ. તે સાથે જ બીજા આપણો વિનોદ કરે તો તેમાં તેમની સાથે આપણે

પણ આનંદ અનુભવી શકીએ એટલું મિલનસારપણું, નિરહંકાર અને ઉદારતા પણ આપણામાં હોય એ જરૂરી છે. સભ્ય, નિર્દોષ, જ્ઞાનયુક્ત અને માર્મિક વિનોદમાં જે આનંદ અને હાસ્ય પ્રકટ થાય છે તેમાં કેટલાંય દુઃખો ભુલાવવાની તેમ જ કંટાળો ઉપજાવનારી ઉદાસીનતાની અને કોઈ કોઈ વાર ચિત્ત પર અતિશય ભારરૂપ થયેલા ગાંભીર્યની અને ચિંતાની રુક્ષતા ને અસહ્યતા ઓછી કરવાની શક્તિ ભરેલી હોય છે. આ પરથી વિનોદમાં જીવનોપયોગી કેટલાક વિશેષ ગુણો રહેલા છે એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ નહીં થાય. પોતા પર આવેલી કે આવી પડેલી આપત્તિઓ, દુઃખો, સંકટો કે સહન કરવી પડેલી કે પડતી વ્યાધિઓ અને યાતનાઓના વર્ણનમાં પણ સરસતા અને હાસ્ય નિર્માણ કરવાની કલા જેમને હસ્તગત થાય તેઓ જીવનના કેટલાય દુઃખદ પ્રકારોને સહેજે સૌમ્ય બનાવી દે છે. તેમની તિતિક્ષામાં કઠણતા ન જણાતાં સહજતા અને શાંતિ દેખાય છે. તેમનો આ સદ્ગુણ અને તેમની કલાનો પ્રભાવ જોઈ ને આપત્તિ, દુઃખ વ્યાધિ વગેરેને હસતે મોઢે અને સંતોષથી સહન કરવાની વૃત્તિ બીજાઓમાં પણ જાગ્રત થાય છે. જેમના સ્વભાવમાં આ ગુણોનું સંવર્ધન થયેલું હોય છે તેમને એક જાતનું જીવનરસાયણ પ્રાપ્ત થયું છે એમ કહેવાને હરકત નથી.

સારાંશ, જીવનમાં બધી સ્થિતિમાં બધો વખત માણસ દુઃખને ટાળતો અને આનંદને શોધતો હોય છે. તે માટે જ તે જીવે છે. પણ આમાં એક વાત અત્યંત મહત્ત્વની સમજીને તેણે હંમેશ ધ્યાનમાં રાખવી જોઈએ, કે આનંદની પ્રાપ્તિ સાથે પોતાની માનવતા પણ વધતી રહેવી જોઈએ. તે માટે સાધનોની શુદ્ધિનો આગ્રહ આપણામાં હોવો જોઈએ. આપણે કેવળ આનંદના ઉપાસક ન બનતાં માનવતાના પણ ઉપાસક બનવું જોઈએ. માનવતા સાથે આનંદ હોવાનો જ. પરંતુ દરેક આનંદ સાથે માનવતા હશે જ એવી ખાતરી ન રાખી શકાય અને એવો નિયમ પણ નથી. તેથી મનુષ્યોચિત આનંદને જ આપણે જીવનમાં મહત્ત્વ આપવું જોઈએ અને તેની જ વૃદ્ધિ આપણે કરતા રહેવું જોઈએ.

मानवतानी उपासना-नो आनंद

ભાવ, સેવાવૃત્તિ, એકબીજા માટે સદ્‌ભાવનાથી સહન કરવાની વૃત્તિ એ સદ્‌ગુણો દરેકમાં હોવા જોઈએ. તે જ પ્રમાણે અન્યાય સહન ન કરવો અને તે માટે જોઈતી પ્રતિકારશક્તિ વગેરે સદ્‌ગુણો પણ જીવનની દૃષ્ટિથી અત્યંત મહત્ત્વના છે. એ બધા સદ્‌ગુણો યોગ્ય કેળવણી, અભ્યાસ અને સંસ્કાર સિવાય સમાજમાં આવશે નહીં અને વૃદ્ધિ પામશે નહીં. અનુત્પાદક વ્યાયામ પદ્ધતિના કરતાં ઉત્પાદક વ્યાયામ પદ્ધતિ અનેક દૃષ્ટિએ શ્રેષ્ઠ છે એમાં શંકા નથી. પણ તે પદ્ધતિ સાથે જ જીવનમાં રોજ ઉપયોગી થનારા ગુણોની કેળવણી અને સંસ્કાર મળતાં રહેવાની સગવડ પણ સમાજમાં હોવી જોઈએ. તો જ સમાજનું અજ્ઞાન, દુર્બળતા, પંગુતા, ભીરુતા, જડતા વગેરે દોષો જશે અને સમાજમાં નિત્યોપયોગી સદ્‌ગુણો આવી શકશે. અનેક ગુણોના એકીકરણથી માણસમાં આત્મવિશ્વાસ પેદા થાય છે. આત્મવિશ્વાસ વગર જીવન સફળ થવું શક્ય નથી. આપણી પ્રજામાં આ સદ્‌ગુણની ઘણી ખામી છે. આપણામાં નિર્બળતા, અને નિરુત્સાહ બધે જોવામાં આવે છે. કોઈ પણ કઠણ પરંતુ જરૂરી કામ ચીવટથી પાર પાડવાનો કે પ્રસંગે સાહસ કરવાનો ઉત્સાહ પ્રજામાં દેખાતો નથી. આ સ્થિતિ આપણે કેવી રીતે દૂર કરીશું? કેવળ શારીરિક શક્તિની વૃદ્ધિ કરવી એ આપણું ધ્યેય ન હોઈ જીવનમાં જરૂરી એવા અનેક સદ્‌ગુણોની પ્રાપ્તિ કરવી એને જો આપણે આપણું ધ્યેય માનીએ તો એવી જાતના અભ્યાસની સમાજમાં સગવડ હોવી જરૂરી છે. આવી જાતની યોજના આપણે હજુ કરી શક્યા નથી. વ્યવસ્થિત પરિશ્રમથી શારીરિક ગુણો કેળવવા જોઈએ. આજીવિકાની કેળવણી સાથે વિદ્યાર્થીઓને જીવનમાં જરૂરી એવા બધા સદ્‌ગુણોની કેળવણી મળવી જોઈએ. રાષ્ટ્રીય દૃષ્ટિએ આ બધી બાબતોનો વિચાર થવાની જરૂર છે. લાકડીના દાવથી થોડીક લડાયક વૃત્તિ વિદ્યાર્થીઓમાં આવે તો તેમાં ખોવા જેવું કશું નથી. શારીરિક અને નૈતિક દૃષ્ટિથી આપણી પ્રજા ઉન્નત કેમ થાય એ આપણો મુખ્ય પ્રશ્ન છે અને તેનો શક્ય તેટલો જલદી ઉકેલ આવવો જોઈએ. આપણામાં જીવનશક્તિ નિર્માણ થાય એવો માર્ગ અને ઉપાય આપણને

## ૨૬

# ગુણવિકાસની દૃષ્ટિથી વ્યાયામનો વિચાર

વ્યાયામ તરફ જુદી જુદી દૃષ્ટિએ જોતાં અને તેનો જુદી જુદી દૃષ્ટિએ વિચાર કરતાં તે વિષેના મારા આજના વિચારો બનેલા છે. જીવનમાં હુલ્લડ, અહિંસાત્મક સત્યાગ્રહ વગેરે બાબતો પ્રાસંગિક છે. તે કંઈ રોજનાં નથી. તેમ છતાં વ્યાયામ દ્વારા જે ગુણો જનતામાં કેળવાય છે તેનો ઉપયોગ આવે પ્રસંગે પણ કેમ કરી લેવો એનો આધાર નેતાઓની યોજકતા પર છે. આ પ્રાસંગિક બાબતો કરતાં માનવીજીવન વધારે વ્યાપક છે. એ વ્યાપક જીવનમાં માણસને અનેક સદ્‌ગુણોની હમેશાં જરૂર પડે છે. આપણા સમાજની સ્થિતિ આજે અનેક બાજુથી અવનત થયેલી છે. તેને દરેક સારી બાબતની અને દરેક સદ્‌ગુણની જરૂર છે. સમાજમાં બળ, ચપળતા, સાહસ, ઉત્સાહ, નિર્ભયતા, ખડતલપણું, સંગઠિત રીતે કામ કરવાની વૃત્તિ, હિંમત, પ્રસંગાવધાન, સ્વાર્થત્યાગ વગેરે સદ્‌ગુણો ક્યાં છે? શહેરમાં કે ગામડામાં આ વિષે સરખી જ સ્થિતિ છે. તેથી આ સદ્‌ગુણોની વૃદ્ધિ થાય એવી કેળવણીની સમાજને ખાસ જરૂર છે. એ કેળવણી બધાને સહેજે ઓછા ખર્ચમાં, થોડા વખતમાં અને થોડા પરિશ્રમે આપી શકાય એવી યોજનાની આજે જરૂર છે. હું આ વિષય તરફ જીવનની વ્યાપક દૃષ્ટિએ જોઉં છું. શરીર બુદ્ધિ અને મન, એ ત્રણેના વિકાસ સિવાય માનવીજીવન ઉન્નત અને સમૃદ્ધ થાય એ શક્ય નથી. કોઈ એક જ વસ્તુને કે ગુણને પ્રાધાન્ય આપવાથી વિકાસ થવાને બદલે તે કુંઠિત થાય છે, એટલું જ નહીં પણ તેનાથી માણસની વિકૃત સ્થિતિ પણ થવાનો સંભવ છે.

આરોગ્યની તો દરેક માણસને જરૂર છે. શક્તિનીયે તેને જરૂર છે. પરંતુ તે સાથે સ્ફૂર્તિ, ચપલતા, ઉત્સાહ, સાહસ, ઐક્ય અને સામુદાયિક

ભાવ, સેવાવૃત્તિ, એકબીજા માટે સદ્‌ભાવનાથી સહન કરવાની વૃત્તિ એ સદ્‌ગુણો દરેકમાં હોવા જોઈએ. તે જ પ્રમાણે અન્યાય સહન ન કરવો અને તે માટે જોઈતી પ્રતિકારશક્તિ વગેરે સદ્‌ગુણો પણ જીવનની દૃષ્ટિથી અત્યંત મહત્ત્વના છે. એ બધા સદ્‌ગુણો યોગ્ય કેળવણી, અભ્યાસ અને સંસ્કાર સિવાય સમાજમાં આવશે નહીં અને વૃદ્ધિ પામશે નહીં. અનુત્પાદક વ્યાયામ પદ્ધતિના કરતાં ઉત્પાદક વ્યાયામ પદ્ધતિ અનેક દૃષ્ટિએ શ્રેષ્ઠ છે એમાં શંકા નથી. પણ તે પદ્ધતિ સાથે જ જીવનમાં રોજ ઉપયોગી થનારા ગુણોની કેળવણી અને સંસ્કાર મળતાં રહેવાની સગવડ પણ સમાજમાં હોવી જોઈએ. તો જ સમાજનું અજ્ઞાન, દુર્બળતા, પંગુતા, ભીરુતા, જડતા વગેરે દોષો જશે અને સમાજમાં નિત્યોપયોગી સદ્‌ગુણો આવી શકશે. અનેક ગુણોના એકીકરણથી માણસમાં આત્મવિશ્વાસ પેદા થાય છે. આત્મવિશ્વાસ વગર જીવન સફળ થવું શકય નથી. આપણી પ્રજામાં આ સદ્‌ગુણની ઘણી ખામી છે. આપણામાં નિર્બળતા, અને નિરુત્સાહ બધે જોવામાં આવે છે. કોઈ પણ કારણ પરંતુ જરૂરી કામ ચીવટથી પાર પાડવાનો કે પ્રસંગે સાહસ કરવાનો ઉત્સાહ પ્રજામાં દેખાતો નથી. આ સ્થિતિ આપણે કેવી રીતે દૂર કરીશું? કેવળ શારીરિક શક્તિની વૃદ્ધિ કરવી એ આપણું ધ્યેય ન હોઈ જીવનમાં જરૂરી એવા અનેક સદ્‌ગુણોની પ્રાપ્તિ કરવી એને જો આપણે આપણું ધ્યેય માનીએ તો એવી જાતના અભ્યાસની સમાજમાં સગવડ હોવી જરૂરી છે. આવી જાતની યોજના આપણે હજુ કરી શકયા નથી. વ્યવસ્થિત પરિશ્રમથી શારીરિક ગુણો કેળવવા જોઈએ. આજીવિકાની કેળવણી સાથે વિદ્યાર્થીઓને જીવનમાં જરૂરી એવા બધા સદ્‌ગુણોની કેળવણી મળવી જોઈએ. રાષ્ટ્રીય દૃષ્ટિએ આ બધી બાબતોનો વિચાર થવાની જરૂર છે. લાકડીના દાવથી થોડીક લડાયક વૃત્તિ વિદ્યાર્થીઓમાં આવે તો તેમાં ખોવા જેવું કશું નથી. શારીરિક અને નૈતિક દૃષ્ટિથી આપણી પ્રજા ઉન્નત કેમ થાય એ આપણો મુખ્ય પ્રશ્ન છે અને તેનો શકય તેટલો જલદી ઉકેલ આવવો જોઈએ. આપણામાં જીવનશક્તિ નિર્માણ થાય એવો માર્ગ અને ઉપાય આપણને

જોઈએ છે. આટલા વખતમાં આ બાબતનું મહત્ત્વ આપણે સમજ્યા હોત અને તે પ્રમાણે આપણા તરફથી પ્રયત્નો થયા હોત તો આજે બધે દેખાતા બીરુતાના અને લજ્જા ઉપજાવનારા બનાવો બન્યા ન હોત. સત્યાગ્રહસંગ્રામનું સ્વરૂપ પણ આજના કરતાં કાંઈ જુદું જ દેખાયું હોત. પરંતુ બધી જ બાજુથી નિષ્પ્રાણ અને નિઃસત્ત્વ બનેલી પ્રજા આજ જે કરી રહી છે તેના કરતાં વધારે શું કરી શકે?

પત્ર, ૭-૬-'૪૧

## ૨૭

## આધુનિક વ્યાયામપદ્ધતિની અપૂર્ણતા

વ્યાયામ વિષેના મારા વિચારો હું આજે તમારી સમક્ષ રજૂ કરું છું. વ્યાયામની પ્રવૃત્તિ એક દૃષ્ટિએ પહેલાંના કરતાં વધેલી છે એમાં શંકા નથી. પહેલાં એક કાળ એવો હતો કે વ્યાયામ તરફ
मानवताने शोभा सર્વસાધારણ લોકોનું દુર્લક્ષ જ હતું, એટલું જ નહીં
आपनारो जीवनआदर्श પણ તે સમયના સભ્ય ગણાતા લોકોનો તે એક તુચ્છકારનો વિષય હતો. તેનાં કારણોયે કંઈક અંશે યોગ્ય હતાં. અત્યારે બધી જ બાજુથી ઓછીવધતી જાગૃતિ આપણામાં આવેલી હોવાથી વ્યાયામ વિષે પણ કંઈક શ્રદ્ધા નિર્માણ થવા લાગી છે. છતાં બીજા વિષયોની જેમ વ્યાયામની બાબતમાં ઉપરનો દેખાવ દાખલ થયો છે. વ્યાયામની બાબતમાંયે આજ નવી સુધારણાની દૃષ્ટિએ જોતાં દરેક વિદ્યા, કળા અને જ્ઞાનનો સાર્વજનિક ઉપયોગિતા, હિત અને ઉન્નતિની દૃષ્ટિએ વિચાર કરવો જરૂરી છે તે પ્રમાણે વ્યાયામના વિષયમાંયે તે દૃષ્ટિએ વિચાર કરવો જરૂરી છે. વ્યાયામનાં તત્ત્વો જેમ જેમ બુદ્ધિમાન લોકોમાં સ્વીકારાતાં જશે અને તેમાંથીયે માનવજાતિના કલ્યાણનો વિચાર કરનારી વ્યક્તિઓ જે પ્રમાણમાં તેમાં લક્ષ આપશે તેમ તેમ અને તે

પ્રમાણમાં તેમાં સુધારણા થશે અને આ વિષય લોકાપયોગી થશે. કાઈ પણ વિદ્યા, કળા, જ્ઞાન, શક્તિ અને સામર્થ્યને પ્રાપ્ત કરવાના હેતુ પર અને તે હેતુ સાધ્ય કરવાનાં સાધન પર વ્યક્તિ અને સમાજનાં હિત-અનહિત અને ઉન્નતિ-અવનતિનો આધાર છે. એ દૃષ્ટિથી વિચાર કરતાં વ્યાયામનો હેતુ અને તેનાં સાધનોનો વિચાર વ્યક્તિ અને સમાજના સંપૂર્ણ હિત અને ઉન્નતિની દૃષ્ટિએ જો આપણે ન કરી શકીએ તો વ્યાયામના જે પ્રકાર આજે ચાલુ છે તેથી આપણું બધી રીતે કલ્યાણ થાય છે એમ કહી શકાશે નહીં. ધન, વિદ્વત્તા, અને સામર્થ્યની પાછળ પડનારા લોકો જગતમાં પ્રાચીન કાળથી પેદા થતા આવ્યા છે, પરંતુ તેને લીધે માનવઉન્નતિના વિકાસમાં મદદ જ થઈ છે એમ કહી શકાતું નથી. તે જ પ્રમાણે લોકોમાં વ્યાયામનો પહેલાં કરતાં કંઈક અંશે વધારે પ્રચાર થતો હોય તોયે તેટલાથી લોકોની ઉન્નતિ જ થાય છે એમ ખાતરીપૂર્વક કહી શકાતું નથી. ધન, વિદ્વત્તા અને સામર્થ્ય પ્રાપ્ત કરીને પોતાનાં સુખ-સાધનની જ પાછળ લાગનારાની પેઠે વ્યાયામ કરીને પ્રાપ્ત કરેલા બળથી પોતાના સુખ તરફ જ લાગવાની પ્રવૃત્તિ વધતી હોય તો તે પ્રવૃત્તિને આપણે જનહિત તરફ વાળવી જોઈએ. જે જે કાંઈ આપણી પાસે હોય અને આપણે જે જે કંઈ પ્રાપ્ત કરીએ તે બધાનો ઉપયોગ સામુદાયિક હિતની દૃષ્ટિએ કરવો એ જ ધર્મ છે. કેવળ વ્યાયામની બાબતમાં નહીં પણ જીવનના દરેક ક્ષેત્રમાં — વિદ્યા, કળા અને સામર્થ્યમાંયે આ જ દૃષ્ટિથી વિચાર કરતાં આપણે શીખવું જોઈએ. ધન, વિદ્યા, કળા, સામર્થ્ય, સત્તા કે કાઈ પણ વિશેષતા જેને પ્રાપ્ત થઈ હોય એવો મનુષ્ય તેનો ઉપયોગ કેવળ પોતાના જ સુખ માટે કરતો રહે અને જનહિતની કલ્પના જ તેને કદી ન આવે તો તેને આપણે કૃપણ, અનુદાર અને સ્વાર્થી કહીએ છીએ. તે જ ન્યાય વ્યાયામ કરીને બળ અને આરોગ્ય પ્રાપ્ત કરીને તેનો ઉપયોગ લોકહિતાર્થે ન કરનારાની બાબતમાંયે લાગુ કરવો જોઈએ. તેથી વ્યાયામની બાબતમાં તમારી પોતાની અને બીજાઓનીયે ઉન્નતિ સાધવાનો તમારો ઉદાત્ત હેતુ હોવો જોઈએ. તેને તમારે પોતાનો

ધર્મ સમજવો જોઈએ. બીજાં પ્રાણીઓ કરતાં માણસમાં બુદ્ધિનો વિકાસ વધારે થયેલો છે. તે બુદ્ધિ સાથે જ પોતાની મનોભાવનાનો પણ તે વિકાસ કરે, તેમાં વિશાળતા લાવે તો જ માનવતાનો વિકાસ થશે. તમે તમારા હૃદયમાં માનવતાને અગ્રસ્થાન આપો. જીવનમાં સદ્‌ગુણોને મહત્ત્વ આપો. કોઈ પણ પ્રસંગે કૃપણતાથી ન વર્તતાં ઉદારતાથી વર્તો. જીવનનો તમારો આદર્શ માનવતાને શોભા આપે એવો હોવો જોઈએ.

તમે બળના ઉપાસક છો. તે સાથે જ તમારે સદ્‌ગુણોનાયે ઉપાસક બનવું જોઈએ. માનસિક શુદ્ધિનો, અને પવિત્રતાનો તમારે આગ્રહ રાખવો જોઈએ. તમે કેવળ બળના ઉપાસક હો અને
बळ साथे ज सदाचारनो સદ્‌ગુણ, સદાચાર અને પાવિત્ર્ય વિષે તમારા
आग्रह ચિત્તમાં આગ્રહ ન હોય તો તે બળ તમને કઈ તરફ લઈ જશે અથવા તે તમને કઈ દુર્ગતિમાં નાખશે તે નક્કી ન કહેવાય. પ્રચંડ શક્તિ અને પુષ્કળ વેગવાળા યંત્રને કાબૂમાં રાખવાની યોજનાયે તે યંત્રમાં જ હોવી જોઈએ. ત્યારે જ તેનો ઉપયોગ યોગ્ય કાર્યમાં થઈ શકે છે. તે પ્રમાણે પોતામાં રહેલા બળનેયે કાબૂમાં રાખવાની સંયમશક્તિ આપણામાં હોવી જોઈએ. તેની સાથે પોતાના બળને સતત સત્કાર્યરત રાખવાનું પણ આપણને સધાવવું જોઈએ. સંયમ અને સત્કાર્ય પ્રવૃત્તિ અર્થાત્ શક્તિને રોકવી અને તે શક્તિને યોગ્ય કાર્યમાં લગાડવી એ બંને બાબતો તમારામાં હોવી જોઈએ.

જીવનના દરેક ક્ષેત્રમાં તમને સંયમશક્તિ અને પ્રેરક શક્તિની જરૂર લાગશે જ. તમારું શારીરિક કે કોઈ પણ પ્રકારનુ બળ વાપરવાની બાબતમાં ક્યારે સંયમ રાખવો અને ક્યારે તેને પ્રેરણા આપવી અને તે બંનેનું પ્રમાણ ક્યારે કયા કાર્યમાં કેટલું રાખવું તે અચૂક બતાવનારો વિવેક પણ તમારામાં સદૈવ જાગ્રત હોવો જોઈએ. શુદ્ધ વિવેક તમને સદૈવ યોગ્ય નિર્ણય આપતો રહેશે અને યોગ્ય માર્ગદર્શન કરતો રહેશે. આ બધા પરથી તમારે આ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે કેવળ બળની

ઉપાસનાથી આપણું ચાલશે નહીં. બળ સાથે સંયમ, સદ્ગુણોની રુચિ, વિવેક વગેરે જીવનની દૃષ્ટિએ અત્યંત મહત્ત્વની બાબતોયે આપણામાં હોવી જોઈએ. બળ કરતાંયે પાવિત્ર્યને તમારે વધારે મહત્ત્વ આપવું જોઈએ. શારીરિક શક્તિ કરતાં સદાચારની કિંમત તમને વધારે લાગવી જોઈએ. સામર્થ્ય અને સત્તા સાથે સંયમ ન હોય, કર્તૃત્વ સાથે સત્કર્મનો આગ્રહ ન હોય અને કોઈ પણ પુરુષાર્થ સાથે વિવેક ન હોય તો આ બધી બાબતો માણસને આસુરી સ્થિતિમાં લઈ જશે, અને છેવટે વ્યક્તિ અને સમાજનો નાશ કરશે. જગતનો ઇતિહાસ જોશો અથવા આજની સ્થિતિ ધ્યાનમાં લઈ તમે વિચાર કરશો તો તમને એ જ સમજાશે કે વ્યક્તિ અને સમાજમાં જ્યાં જ્યાં બળ, શક્તિ, સત્તા ને સામર્થ્ય ભેગાં થાય છે તે તે જગ્યાએ ઘણું કરીને મદ, અહંકાર, સ્વચ્છંદ, અનાચાર, દુરાચાર, અન્યાય અને જુલમ જ વધે છે. અને તેને લઈને વ્યક્તિ અને સમાજ બધાનો નાશ થાય છે. પાવિત્ર્ય અને સદાચાર, સંયમ અને સત્કર્મનો આગ્રહ, વિવેક અને લોકહિતબુદ્ધિ, નિરહંકારીપણું અને સેવાવૃત્તિ એ જ્યાં ન હોય ત્યાં માનવતાની વૃદ્ધિ ન થતાં આસુરીપણું જ વધે છે. આપણને માનવતાની જરૂર છે અને તેને જ આપણામાં વધારવાની છે. આપણે પોતાની બધી શક્તિઓ, કળા અને જ્ઞાનને તે જ દિશા તરફ વાળવાં જોઈએ. દુર્બળતા અને સબળતા—આ બંને અવસ્થાઓ માણસને જુદી જુદી રીતે દુર્ગતિ તરફ લઈ જનારી છે; તોપણ દુર્બળતામાં શક્તિના અભાવે દુર્ગતિ તરફ જવાનો વેગ મંદ હોય છે. પણ સબળતા પોતાના વેગથી માણસને ઝપાટાથી દુર્ગતિ તરફ લઈ જાય છે. આ દુર્ગતિ ટાળવા માટે પાવિત્ર્ય, સદાચાર, સંયમ, વિવેક વગેરે વગર બીજો ઉપાય નથી. માટે આપણામાં રહેલા અને આપણે પ્રાપ્ત કરી શકીએ તે બધાં બળ અને શક્તિને, સંયમથી પોતાના કાબૂમાં રાખી તેનો સદૈવ સત્કર્મમાં વિવેકયુક્ત ઉપયોગ કરતા રહેવાનો આપણો દૃઢ નિશ્ચય હોવો જોઈએ. તે દૃઢ નિશ્ચય આપણને સદૈવ જાગ્રત રાખશે અને જીવન યશસ્વી કરવામાં સદૈવ મદદ કરતો રહેશે.

**વ્યાયામનો રોજના જીવનમાં ઉપયોગ**

દરેક વિદ્યા અને કળા દ્વારા માનવતા પ્રાપ્ત કરવાનો આપણો હેતુ હોય અને આપણી દરેક ખાસ વિદ્યા અને કળાનો સદુપયોગ થતો રહે એવી આપણી ઇચ્છા હોય તો તેને સિદ્ધ કરી આપનારાં સાધનોનોયે આપણે વિચાર કરવો જોઈએ. ઉપયુક્ત વિદ્યા, કળા અને જ્ઞાન તેને જ કહી શકાય કે જેનો જીવનમાં આપણને હંમેશાં ઉપયોગ થતો હોય. જ્ઞાન જે કયારે પણ કર્મમાં ઊતરે તો જ તે ખરું જ્ઞાન કહેવાય. આ ન્યાયે જોતાં વ્યાયામનું શિક્ષણ લેવામાં જે સાધનોનો ઉપયોગ કરીએ તે સાધનો આપણા જીવનમાં સદૈવ ઉપયોગી થતાં રહેવાં જોઈએ. બૌદ્ધિક શિક્ષણમાં આજ આપણી જેવી સ્થિતિ થઈ છે તેવી વ્યાયામની બાબતમાંયે ન થાય એમ આપણને લાગતું હોય તો આપણે આ વિષયનો પણ નવી દૃષ્ટિથી વિચાર કરતાં શીખવું જોઈએ. જે સાધનો દ્વારા આપણે બળ અને ચપલતા પ્રાપ્ત કરીએ છીએ તેમનો જીવનમાં હંમેશાં ઉપયોગ થતો રહે એવી યોજના વ્યાયામમાં હોવી જોઈએ એ હવે અગત્યનું થયેલું છે. એ માટે આપણે પોતાની પરંપરાગત મનોરચના કદાચ બદલવી પડશે. વ્યાયામ માટે જે સાધનો તમે વાપરો તેમનો દરરોજના જીવનમાં ઉપયોગ થતો રહેવો જોઈએ. વ્યાયામનાં સાધનો અને રોજનાં જીવનના વ્યવહાર વચ્ચે કશો જ સંબંધ આવતો ન હોય તો એમાં યોજકતાનો અભાવ છે એમ કહેવું જોઈએ. તે સાધનો દ્વારા પ્રાપ્ત કરેલાં બળ, ચપળતા અને હોશિયારીનોયે જીવનમાં વ્યાપક અને સર્વજનહિતની દૃષ્ટિએ ઉપયોગ થતો રહેવો જોઈએ. અને આ દૃષ્ટિએ વ્યાયામનાં સાધનો, પ્રકાર અને તેમાંથી પ્રાપ્ત થનારા ગુણોનો વિચાર કરવો જોઈએ. વર્ષમાં એક બે સાર્વજનિક સમારંભો કરીને આપણે આપણું બળ, ચપળતા, હોશિયારી કે શસ્ત્રસંચાલન-વિદ્યાનું પ્રદર્શન કરીએ અને તે દ્વારા લોકરંજન કરી કંઈક પ્રશંસા પ્રાપ્ત કરીએ અને તેથી વાર્ષિક કર્તવ્ય પૂરું થયું એમ સમજીએ તો આપણને હજુ પોતાના જીવનનું, પોતાની અતુલ શક્તિનું અને તેની ઉપયોગિતાનું મહત્ત્વ સમજાયું નથી એમ લાચારીથી કહેવું પડશે.

જ્ઞાન, વિદ્યા, કળા, ધન, બળ ને સામર્થ્ય આ બધાં રોજના ઉચિત કર્મમાં પરિણમે તો જ તે સાર્થક છે એ સમજવું જોઈએ. તે વગર તેની કિંમત શેના પરથી ઠરાવવી? રોજના જીવનમાં તેમનો ઉપયોગ થઈ શકતો ન હોય તો તે શા માટે પ્રાપ્ત કરવી? કદી ઉપયોગમાં ન આવનારી વસ્તુઓ અને કદી ઉપયોગમાં ન આવનારાં આ આપણાં તલવાર, ભાલા અને જમૈયા અને તે ચલાવતાં આવડનારી કળા – એ બધા વચ્ચે નિરુપયોગિતાની દૃષ્ટિએ શો ફરક છે? તે વસ્તુઓ ખરી હોય તોયે શું કે ચિત્રમાંની બનાવટી હોય તોયે શું, બંને સરખાં જ. તે પ્રમાણે જેમનો જીવનમાં કદી ઉપયોગ કરવાનો નથી તે શસ્ત્રો સાચાં હોય તોયે શું કે લાકડાનાં હોય તોયે શું? જીવનમાં હરહંમેશ જે વસ્તુઓ, કળા કે વિદ્યાનો આપણે કદી ઉપયોગ કરવાનો ન હોવા છતાં તેનો આપણને ઘણો જ ઉપયોગ છે એમ સદૈવ સમજતા રહેવું એ જીવનની અનેક ભ્રાંતિઓ પૈકી એક ભ્રાંતિ છે એમ વિચાર કરતાં કહેવું પડે છે.

જીવનમાં આ શસ્ત્રોની અને લાકડાનાં શસ્ત્રોની હું એક જ કિંમત સમજું છું એવો મારા કહેવાનો અર્થ તમે ન કરશો. મારા કહેવાની મતલબ એ છે કે કોઈ પણ વસ્તુ, વિદ્યા અને બલનો હમેશ સત્કર્મમાં ઉપયોગ થતો રહે તો જ તેમનું અને તે દ્વારા આપણું પોતાનું સાર્થક થાય છે, બીજી રીતે થવું શક્ય નથી. આ ન્યાયે મેં પહેલાં કહ્યું છે કે દરેક વિષયમાં જે પ્રમાણે આપણે ઉપયોગિતાની દૃષ્ટિએ વિચાર કરવો જરૂરી છે તે પ્રમાણે વ્યાયામના ક્ષેત્રમાંયે આ નવી દૃષ્ટિએ વિચાર કરવો એ અગત્યનું છે. વ્યાયામનો શસ્ત્રો કે શસ્ત્રસંચાલન-વિદ્યા સાથે અનિવાર્ય સંબંધ નથી. લડવું જેમનો 'જીવનવ્યવસાય હતો અથવા લડીને જેમને પોતાનું જીવનરક્ષણ કરવાનું હતું તેમને દરેક શસ્ત્ર સારી રીતે ચલાવતાં આવડે એ જરૂરી હતું. તે માટે તેમને તે પ્રકારનું શિક્ષણ લેવું પડતું. તે અભ્યાસથી તે વિદ્યામાં ઉપયોગમાં આવનારા તેમના અવયવો અને સ્નાયુઓ બળવાન થતા હતા. તેમનામાં ચપળતા આવતી હતી. સાહસ આવતું હતું અને સહેજે થતા વ્યાયામથી તેમની નીરોગિતા રહેતી હતી.

પોતાનું કામ કરતાં કરતાં જેમ ખેડૂત તેમાં નિષ્ણાત થાય છે, તે કામ કરવામાં જ તેના સ્નાયુ બળવાન થાય છે અને તે દ્વારા થતા વ્યાયામથી તેની નીરોગિતા રહે છે, તેવો જ પ્રકાર લડાયક લોકોમાં હતો. તેમના જીવનવ્યવસાયના શિક્ષણમાં જ તેમને સહેજે વ્યાયામ થતો હતો. વ્યાયામ માટે તેઓ શસ્ત્રસંચાલન કરતા નહોતા. આપણે વ્યાયામ માટે ગદા જેવા મગદળ ફેરવીએ છીએ અને શસ્ત્રના દાવ કરીએ છીએ. વાસ્તવિક રીતે આપણો હેતુ તે શિક્ષણ લઈને તે પ્રકારનું જીવન ગાળવાનો ન હોઈ કેવળ વ્યાયામનો છે. પરંતુ પરંપરાથી આપણે આ વાત ચલાવતા આવ્યા છીએ. એટલે જ વ્યાયામ માટે આપણે નવીન દૃષ્ટિ પ્રાપ્ત કરવી જોઈએ એ મારું કહેવું છે.

**उत्तम नागरिक बनाववो अे शिक्षणनो उद्देश**

આ વિદ્યા પ્રાપ્ત કરવામાં આપણે લડવૈયા બનવાનો જો ખરેખર આપણો હેતુ હોત તો આવા પ્રદર્શન અને દેખાવથી આપણને કદી સંતોષ રહ્યો ન હોત. દરેક વ્યાયામશાળાનો કોઈ ને કોઈ વાર્ષિક કાર્યક્રમ હોય છે જ. તેમાંથી આજ સુધીમાં કેટલા લડવૈયા બહાર પડ્યા છે? અથવા કેટલાએ લડાઈનું જીવન સ્વીકાર્યું છે? હું આ કેવળ તર્કથી કે કલ્પનાથી બોલતો નથી. જીવનની મહાન આકાંક્ષા, ઉત્સાહ અને કર્તૃત્વનો કાળ આ વિદ્યાનો પ્રચાર કરવા પાછળ અને આ વિદ્યા જાણનારાઓની પાછળ ગાળ્યો છે. એમાંથી જ દેશનો ઉદ્ધાર કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થશે અને લડાયક માણસો મળી શકશે એવી આશાથી જીવન ગાળ્યા બાદ તેમાં આવેલા અનુભવ પરથી પચાસ વર્ષ સુધી વિચાર કરીને હું આ કહું છું. આપણે કેવા પ્રકારનો સમાજ બનાવવો છે તેનો બરાબર વિચાર કરીને આપણે તેવી વ્યાયામ પદ્ધતિ અને પ્રકાર નિર્માણ કરવા પડશે. સાધ્ય પરથી સાધનોની યોજના કરવી પડશે. પરંપરાને મહત્ત્વ ન આપતાં ઉપયોગિતા તરફ ધ્યાન આપીને વ્યક્તિ અને સમાજને વધારે લાયક અને સદ્ગુણસંપન્ન બનાવવા પડશે. જીવનમાં જે ગુણોની અને કર્તૃત્વની જરૂર છે તે વ્યાયામ દ્વારા સમાજમાં

પેદા થઈ શકશે એવી યોજના આપણા વ્યાયામ શિક્ષણમાં હોવી જોઈએ. શિક્ષણને લીધે મનુષ્ય ઉત્તમ નાગરિક બનવો જોઈએ. ઉત્તમ નાગરિકમાં અનેક સદ્‌ગુણો હોવા અત્યંત જરૂરી છે. તે સદ્‌ગુણો કેવળ વ્યાયામથી કે વ્યાખ્યાનથી આવી શકતા નથી, પરંતુ સદ્‌ગુણી વ્યક્તિના સહવાસમાં અને સદાચારના સંસ્કારો પડે, વધે અને દૃઢ થતા રહે એવી પરિસ્થિતિમાં રહેવાથી પ્રાપ્ત થાય છે. સદ્‌ગુણો ધારણ કરવા પડે એવી જાતની જીવનપદ્ધતિમાંથી મનુષ્ય પસાર થાય એટલે તેનું શિક્ષણ, જીવન અને ગુણ જુદાં જુદાં રહેતાં નથી. શિક્ષણ અને જીવન જુદાં જુદાં રહે તો શિક્ષણ એ કેવળ બૌદ્ધિક વિષય થાય છે અને તેમાં કોઈ શારીરિક ભાગ હોય તો તેનો સંબંધ શિક્ષણ લેવામાં આવે ત્યાં સુધી માનવામાં આવે છે. તેથી શિક્ષણની પદ્ધતિ જ એવી હોવી જોઈએ કે તે દ્વારા સહેજે આપણી માનવતા વધતી રહે. તે માટે શિક્ષણનું ધ્યેય સતત આપણી દૃષ્ટિ સમક્ષ હોવું જોઈએ, અને તેનાં સાધનોનો જીવનમાં દરરોજ ઉપયોગ થતો રહેવો જોઈએ. આ દૃષ્ટિએ વ્યાયામની બાબતમાં વિચાર અને સુધારણા થાય એ આવશ્યક છે.

આ જ મુદ્દા પર ભાર દઈને હું તમને આગ્રહપૂર્વક કહેવા ઇચ્છું છું કે જે બળ તમે પ્રાપ્ત કરો તેનો દરરોજના જીવનમાં ઉપયોગ કરવાનો પ્રયત્ન કરતા રહો. એટલે તે પરથી તમને સમજાશે કે આપણાં બળ, શક્તિ અને વિદ્યાની જીવનમાં ઉપયુક્તતાની દૃષ્ટિએ ખરેખર કેટલી કિંમત છે? તેનો પ્રત્યક્ષ ઉપયોગ થતો હોય તો તેનો પ્રસાર કેમ કરવો અને ન થતો હોય તો તેમાં ઉપયુક્તતા કેમ લાવવી એ વિષે તમારે વિચાર કરવો જોઈએ. આ વાત તેવી રીતના પ્રયત્ન પછી જ તમને સૂઝી શકય છે. જ્યારે બળપ્રાપ્તિનો – વિદ્યાપ્રાપ્તિનો તમારો હેતુ શુદ્ધ અને ઉદાત્ત હોય, વ્યાપક અને જનહિતલક્ષી હોય, અને તે હેતુ પ્રમાણે તમારી દરેક વિશેષ શક્તિબુદ્ધિનો, પ્રત્યેક ગુણ અને વિદ્યાનો ઉપયોગ સતત બીજાઓના કલ્યાણ માટે કરતા રહેવાનો તમારો પ્રયત્ન હોય ત્યારે જ

तरणों विषे
शुभाकांक्षा

આ વાત પણ બની શકે. માનવી જીવન તે માટે છે. પોતાની બધી શક્તિઓને શક્ય તેટલી વધારીને અને શુદ્ધ કરીને, પોતાનો સર્વ બાજુથી વિકાસ અને શુદ્ધિ સાધીને, સત્કર્મ દ્વારા બધા સાથે સમરસ થઈ રહેવું એમાં જ ખરી માનવતા છે. તમે વિચાર કરશો અને તમારામાં કાંઈક યોજકતા હશે તો તમારું બળ અને શક્તિ, તેમ જ ચપળતા અને સ્ફૂર્તિ દીનદુખિયાંની સેવામાં કેમ ઉપયોગમાં લાવવી તે તમને સૂઝશે, દલિત-દુઃખીઓને વિપત્તિમાંથી છોડાવવાનું તમે સાધી શકશો, તેમ જ અન્યાય ને જુલમ સામે ઝૂઝવાની વૃત્તિ તમારામાં આવશે. તમને સન્માર્ગ સરલ અને સહેલો થશે. તમારું જીવન તમને ધન્યતા આપનારું અને બીજાઓને માર્ગદર્શક થશે.

તમારામાં બળ અને ઉત્સાહ સદૈવ વધતાં રહો. અને સૌથી વધારે તો હું અંતઃકરણપૂર્વક ઇચ્છું છું કે તમારામાં સદાચાર વિષે આગ્રહ રહો. તરુણો સમક્ષ બોલતાં મને હંમેશાં આનંદ થાય છે. એનું કારણ એ છે કે દેશ અને સમાજ વિષેનો બધો કલ્યાણપ્રદ હેતુ તેઓ પૂર્ણ કરશે એવી તેમને વિષે મને આશા લાગે છે. ભવિષ્ય તમારા હાથમાં છે. માટે તમારા હૃદયમાં જે શુભ હેતુ અને શુભ આકાંક્ષા એકરસ બની જાય અને તમારી પાત્રતા આજના કરતાં અનેક ગણી વધી જાય તો આ વાત સહેજે સિદ્ધ થશે એવો મને ભરોસો લાગે છે. અમારી અપાત્રતા, અમારું અજ્ઞાન અને અમારી પ્રતિકૂળ પરિસ્થિતિને લીધે દેશ વિષે પાર ન પડેલા અમારા સંકલ્પો તમે પાર પાડશો એવી મને ખાતરી છે. પરમાત્મા તમને ભરપૂર બળ, જ્ઞાન અને સદ્‌ભાવના આપો; અને તે બધાનો સદૈવ ઉપયોગ થાઓ.

---

અનેક ભાષણોમાંથી.

## ૨૮

# વ્યાયામ વિષે જીવનોપયોગી દૃષ્ટિ

પશ્ચિમના લોકોની વ્યાયામપદ્ધતિ પરથી આપણી વ્યાયામવિષયક દૃષ્ટિ કંઈક જુદી બનવા લાગી છે અને તે પ્રમાણે આપણે ત્યાં નવી વ્યાયામપદ્ધતિઓ નિર્માણ થવા લાગી છે. કેટલીક બાબતોમાં પશ્ચિમના લોકોનું અનુકરણ આપણે કેટલાંક વર્ષોથી કરીએ જ છીએ. આપણી પહેલાંની વ્યાયામપદ્ધતિઓ શોખીન રાજારજવાડાંઓએ પોતાને આશરે રાખેલા પહેલવાનો તરફથી, સાઠમારી વગેરે જેવા પ્રસંગે થતા ખેલોના ઉસ્તાદો તરફથી અથવા એવી જ જાતના વિષયોની હોંશવાળા લોકો તરફથી આપણામાં આવેલી હતી. તે જ પ્રમાણે આજની કેટલીક પદ્ધતિઓ પણ પાશ્ચાત્યોના સંપર્કને લીધે આપણામાં આવી છે અને હજી આવે છે. રાજાઓ અને રજવાડાં, પહેલવાનો, ઉસ્તાદો કે પાશ્ચાત્ય વ્યાયામ-નિષ્ણાતોનું અને આપણું જીવન અને જીવનધ્યેય એક ન હોવા છતાં આપણે તેમનું અનુકરણ કરતા આવ્યા છીએ; પરંતુ વિચાર કરતાં લાગે છે કે આવી રીતે આપણું ચાલશે નહીં. સમાજનાં સ્ત્રીપુરુષોને આજે કયા શારીરિક ગુણોની જરૂર છે, તેનો વિચાર કરીને એ ગુણો સુલભમાં સુલભ એવાં કયાં સાધનો વડે તેઓ થોડા ખર્ચમાં સહેજે કેમ પ્રાપ્ત કરી શકે, તે આપણે જોવું જોઈએ અને તે માટે ઉપયોગમાં આવનારાં સાધનો વહેવારમાંય ઉપયોગમાં આવે એ દૃષ્ટિ પણ એ વિષયનો વિચાર કરતી વખતે આપણે રાખવી જોઈએ.

આ દૃષ્ટિથી વિચાર કરતાં કેવળ શરીરબળ મેળવવા માટે જુદા વ્યાયામની આપણને જરૂર ન રહે એવી જાતની પદ્ધતિ આપણે શોધી કાઢવી જોઈએ. જીવનોપયોગી કાર્યમાંથી જ આપણને હંમેશ

બળ અને આરોગ્યની પ્રાપ્તિ થવી જોઈએ. અને તે દ્વારા પ્રાપ્ત થતાં બળ અને આરોગ્યનો ઉપયોગ આપણને જીવનોપયોગી કાર્યમાં કરતાં આવડવો જોઈએ. આવી રીતે આપણાં વ્યાયામ, સાધન, શિક્ષણ અને જીવન એ બધાં હમેશ પરસ્પરાવલંબી રહી તેમનું આજનું જુદાપણું દૂર થવું જોઈએ. તે માટે આપણું જીવન પરિશ્રમયુક્ત થવું જોઈએ. આવો વ્યવસાય

**व्यायाम अने परिश्रमनो समन्वय अने तेथी थता लाभ**

આપણને ન મળે તો પરિશ્રમ કરી જીવન ચલાવનારા લોકોમાં ભળીને, તેમની સાથે રોજ કલાક બે કલાક પરિશ્રમનું કામ, મહેનતાણું લઈને કે લીધા વિના પણ આપણે કરવું જોઈએ. એમ આપણે કરીએ તો આપણે હાથે રોજ ઉપયોગી પરિશ્રમ થશે. અને એ લોકોમાં ભળતા રહેવાથી તેમનાં સુખદુઃખ આપણે જાણીશું. તેમની સ્થિતિ આપણે સમજીશું. પરિશ્રમની કિંમત આપણે ઓળખી શકીશું. તેને લીધે તેમને વિષે આપણા મનમાં સહાનુભૂતિ અને મિત્રભાવ પેદા થશે. શ્રેષ્ઠતાનો આપણો અહંકાર ઓછો થશે. તે લોકોને કેટલાક સુસંસ્કાર મળશે. આવી રીતે એક કામ કરતાં આપણને તેમ જ તેમને અનેક શારીરિક, બૌદ્ધિક, માનસિક અને સામાજિક લાભ થશે. પરંતુ પરિશ્રમી લોકોમાં ભળીને તેમની સાથે આપણે કદી પરિશ્રમ ન કરીએ તો વર્ષોનાં વર્ષો અખાડામાં જઈને શરીરમાંથી પરસેવો વહે એટલો વ્યાયામ રોજ કરીએ તોપણ તે લોકોના પરિશ્રમની ખરી કિંમત આપણને સમજાશે નહીં. તેમને વિષે સહાનુભૂતિ કે મિત્રતા આપણા મનમાં કદી પેદા થશે નહીં. પરિશ્રમ કરનારા લોકો ખરેખર ઉપયોગી પરિશ્રમ કરતા હોવા, છતાં વ્યાયામને નિમિત્તે નિરુપયોગી પરિશ્રમ કરનારા આપણે તેમને હલકા ગણીને પોતાને શ્રેષ્ઠ માનીએ છીએ. જે વ્યાયામપદ્ધતિને પરિણામે ભેદ અને અહંકારની ખોટી માન્યતાઓ આપણામાંથી નાશ પામવાને બદલે કાયમ રહે છે, તેને શારીરિક અને માનસિક લાભની દૃષ્ટિથી શ્રેષ્ઠ કેમ માનવી એ વિષે શંકા અને પ્રશ્ન ઊઠે છે.

પશ્ચિમની કે આપણી વ્યાયામપદ્ધતિથી આપણે જે બળ પ્રાપ્ત કરીએ છીએ, તેનો રોજનાં જીવનોપયોગી શારીરિક કામોમાં કેટલો ઉપયોગ કરીએ છીએ, તેનો કોઈ હિસાબ કાઢે છે ખરો ?

परिश्रमनो गरम अने फोगट जती क्रिया-शक्ति

એ પદ્ધતિના વ્યાયામમાં આપણે જે શક્તિ વાપરીએ છીએ, તે શક્તિથી જો આપણે જીવનોપયોગી કાર્યો કરતા રહીએ, તો કરકસરની અને બીજી દૃષ્ટિથી તે કેટલી લાભદાયક થાય, તેનો પણ આપણે કદી અંદાજ કાઢ્યો છે? વ્યાયામ કરતાં વપરાતી ક્રિયાશક્તિ અને ત્યાર પછી પ્રાપ્ત થતું બળ – એનો જો જીવનોપયોગી કાર્યમાં ઉપયોગ કરવાનો ન હોય, તો જીવનની દૃષ્ટિથી તે પદ્ધતિ ઉપયોગી છે એમ શી રીતે કહી શકાય? જનસમુદાયની સમક્ષ બળના મોટા મોટા પ્રયોગો કરી બતાવનારાઓને પણ જીવનમાં તે જ શક્તિનો બીજા કાર્યમાં ઉપયોગ કરવાના પ્રસંગ આવે છે, ત્યારે, દાખલા તરીકે પોતાનો સામાન પોતે લઈ જવાનો પ્રસંગ આવે છે ત્યારે, તેમને ગમતુ નથી. તેમાં તેમને શરમ લાગે છે. એનો અર્થ એ થયો કે, શક્તિ કેળવીએ આપણે, અને શક્તિનાં ઉપયોગી કામો કરે બીજાઓ! તો પછી જે શક્તિનો જીવનના કાર્યમાં ઉપયોગ થઈ શકતો નથી, તે પ્રાપ્ત કરવાની વિદ્યાનું અને સાધનોનું આપણે કઈ રીતે અભિમાન રાખીએ? એકાદ દશ હૉર્સ પાવરનું યંત્ર લઈને તેને તેની પૂરેપૂરી શક્તિથી આપણે રોજ ચાલુ રાખીએ, પણ તે શક્તિ મારફત આપણે કશું જ પ્રત્યક્ષ કાર્ય ન કરાવીએ, અને એટલુ જ સમાધાન માનતા રહીએ કે તેને રોજ ચાલુ રાખવાથી તેના બગડવાની ધાસ્તી નથી, તેને લીધે તેની ગતિ કાયમ રહે છે કે કદાચ વધે પણ ખરી, તો તે યોગ્ય થશે કે? એ જ ન્યાય આપણે આપણી ચાલુ વ્યાયામપદ્ધતિને લાગુ કરીએ તો? જીવનોપયોગી પરિશ્રમનાં અને શક્તિનાં કામો ગરીબો કરે એવી જાતની માન્યતા અને સંસ્કાર આપણા હાડમાં એટલાં ઊંડે ઊતરી ગયેલાં છે કે એ કામો કરતાં આપણને હીણપત લાગે છે અને તેથી આપણામાં શક્તિ હોવા છતાં આપણે તે કામો ટાળ્યા કરીએ છીએ. ખરું જોતાં વ્યાયામ

અને ઉપયુક્ત પરિશ્રમ એ બંનેમાં માણસને શરીરશ્રમ પડે છે. પહેલામાં તેને હોંશ થાય છે. પોતાની બરોબરીના અને દરજ્જાના માણસો સાથે વ્યાયામ કરવામાં તેને ઉત્સાહ અને આનંદ થાય છે. પણ પરિશ્રમ કરવામાં તેને હીણપત લાગે છે. પરંતુ શક્તિ હોવા છતાં શક્તિનાં કામો બીજા પર શા માટે નાખવાં અને એ કામો પોતે કરવામાં પોતાને હીણપત શા માટે લાગે એનો તે વિચાર કરતો નથી. આપણને લખતાં-વાંચતાં આવડતું હોય તો આપણે આપણા પત્રો પૈસા આપીને બીજા પાસે વંચાવતા નથી; તો પછી આપણાં પોતાનાં જ કામો કરવામાં આપણને શરમ શા માટે લાગવી જોઈએ? આજના આપણા બૌદ્ધિક શિક્ષણ અને જીવન વચ્ચે જેમ કશો મેળ નથી, તે જ પ્રમાણે આપણા શક્તિસંપાદન અને જીવનનાં શક્તિનાં કાર્યો વચ્ચે કશો મેળ નથી એમ જણાય છે.

જીવનની ઉન્નતિની દૃષ્ટિથી આ સ્થિતિ સારી નથી એમ લાગતું હોય, તો આપણાં સંસ્કાર અને માન્યતાઓ આપણે બદલવાં જોઈએ. ચાલુ વ્યાયામપદ્ધતિને લીધે ફોગટ જતા પરિશ્રમની કિંમત આપણા ધ્યાનમાં આવવી જોઈએ. જીવનોપયોગી કોઈ પણ પ્રકારનો પરિશ્રમ કરવામાં હીણપત નથી એવો સંસ્કાર આપણે આપણા આચરણથી આપણાં બાળકોનાં મન પર નાનપણથી જ ઠસાવવો જોઈએ. નીતિભ્રષ્ટ કામો કરીને, સમાજદ્રોહ, ઠગાઈ, દુષ્ટતા, અપ્રામાણિકતા કરીને અને બીજાઓનું શોષણ કરીને પૈસા કમાવામાં માણસને હીણપત લાગતી નથી. પણ પોતાનું કે બીજાઓનું જીવનોપયોગી પરિશ્રમનું કામ કરવામાં તેને શરમ આવે છે. આ પરથી માણસ શાનાથી બીએ છે, તે સ્પષ્ટ જણાઈ આવે છે. સાચું જોતાં આપણને અધર્મનો ભય લાગવો જોઈએ અને ધર્મથી આચરણ કરવાની હિંમત આપણામાં હોવી જોઈએ. આવી જાતની હિંમત આપણામાં આવે તો ખોટા સંસ્કારોને લીધે નકામી જતી આપણી શક્તિ જીવનોપયોગી કાર્યમાં વપરાશે અને આપણું જીવન આજના કરતાં વધારે ઉપયોગી અને ઉન્નત થયા વિના રહેશે નહીં.

બારે મહિના ભરપૂર પાણીથી વહેનારી મોટી મોટી નદીઓ જોઈને લોકો તેમને સૃષ્ટિનાં ભવ્ય દૃશ્યો માનીને તેનો આનંદ અનુભવે છે.

યોજકતાના લાભ

ભાવિક લોકોની એટલાથી તૃપ્તિ ન થતાં તેમણે તેમને ઈશ્વરી વિભૂતિ માની અને તેમનાં દર્શનથી, તેમાં સ્નાન કરવાથી તેમ જ પ્રદક્ષિણાથી પુણ્ય મળે છે એવી કલ્પના કરી અને ભાવના પોષી અને પોતાની ભાવના પ્રમાણે આચરણ કરીને તેમણે પુણ્યની પ્રાપ્તિ કર્યા કરી. પણ વિચારી, બુદ્ધિશાળી અને જનહિતની દાઝ રાખનારા કલ્પક, યોજક અને પુરુષાર્થી વ્યક્તિઓને આ પૈકી કશામાંથી આનંદ કે પુણ્ય લાગ્યું નહીં અને કુદરતની આટલી બધી જલસંપત્તિ અખંડ નકામી વહી જાય છે એ વાત તેમના ધ્યાનમાં આવી અને તેમણે તે નદીઓમાંથી નહેરો કાઢીને હજારો એકર જમીન ફળદ્રૂપ કરીને લોકોને સુખી કર્યાનો જશ મેળવ્યો. ઊંચા પર્વત પરથી અખંડ નીચે પડતો પાણીનો ધોધ જોઈને મૂર્ખને પ આનંદ થાય છે. તેને માટે ઘણી બુદ્ધિની જરૂર નથી. કોઈ કવિ તે પર કાવ્યો કરીને તે આનંદને વધારી શકે છે. આજ સુધી આ બાબતમાં આવું થતું જ હતું. પણ કુદરતની આવડી મોટી અગાધ શક્તિ આજે હજારો વરસથી નકામી જાય છે એ વાત કોઈ બુદ્ધિશાળીના ધ્યાનમાં આવી અને પોતાની યોજકતા વડે એ શક્તિમાંથી અગાધ શક્તિ નિર્માણ કરીને તેનો અનેક કાર્યોમાં વ્યવસ્થિતપણે ઉપયોગ કરવાનું કામ તેણે સિદ્ધ કર્યું. તે પરથી આપણા દેશમાં અને દુનિયામાં સૃષ્ટિની કુદરતી શક્તિઓનો ઉપયોગ જીવનોપયોગી કાર્યમાં કરવાનો પ્રયત્ન શરૂ થયો. આવી રીતે બુદ્ધિમાન વ્યક્તિઓએ કુદરતની વ્યર્થ જતી શક્તિ અને સંપત્તિનો સદુપયોગ કરવાનો પ્રયત્ન કરીને તેમાં ન કલ્પી શકાય એટલી સફળતા મેળવી છે. પવનની શક્તિ, વરાળની શક્તિ, વીજળીની શક્તિ– એ બધાંનો ઉપયોગ કરીને માણસ કેવાં કેવાં મોટાં કાર્યો સિદ્ધ કરે છે? સૃષ્ટિની કુદરતી શક્તિઓનો ઉપયોગ કરવામાં જે માણસે આટલી સફળતા મેળવી છે, તો કોઈ બુદ્ધિશાળી વ્યક્તિ માણસમાં રહેલી સુપ્ત શક્તિઓને

જાગ્રત કરીને તેમને અને વ્યાયામ કે બીજા કોઈ કારણે વ્યર્થ જતી ક્રિયાશક્તિને જીવનોપયોગી કાર્યોમાં જોડવાનો પ્રયત્ન કરે,–એવી યોજનાઓ કરે તો એ કામ તેને ઉપર કહેલાં કામો જેટલું કઠણ નહીં લાગે એમ ચોક્કસ લાગે છે.

આ વિચારસરણી જો આપણને ગળે ન ઊતરતી હોય તો તેનાં કારણો આપણે શોધી કાઢવાં જોઈએ. કેવળ રૂઢિ, દેખાવ કે આડંબરને મહત્ત્વ ન આપતાં એકંદરે આખા સમાજનું જીવન અને જીવનવ્યવસાય લક્ષમાં રાખીને જીવનની સર્વાંગી સફળતાની દૃષ્ટિથી આપણે વ્યાયામનો વિચાર કરવો જોઈએ. ચાલુ વ્યાયામપદ્ધતિને લીધે દ્રવ્ય, સમય અને માનવશક્તિનો કેટલો યોગ્ય કે અયોગ્ય ખર્ચ થાય છે તેનો પણ આપણે વિચાર કરવો જોઈએ. આ પદ્ધતિથી આપણા ઊંચ–નીચ, શ્રીમંત–ગરીબ, વિદ્વાન–અવિદ્વાન, બુદ્ધિજીવી–શ્રમજીવી વગેરે ભેદભાવો નાશ પામીને આપણા બધામાં પ્રેમ, સલુકાઈ, વિશ્વાસ, એકતા વગેરે ભાવો પેદા થાય છે કે નહીં તે આપણે જાણવું જોઈએ. એકલા વ્યાયામનું જ નહીં પણ જીવનની દરેક નાનીમોટી બાબત કે પદ્ધતિનું આપણા પર અને સમાજ પર બધી બાજુથી કલ્યાણકારક પરિણામ થતું રહે એવી દરેક વિષયમાં આપણી દૃષ્ટિ હોવી જોઈએ. દરેક વિદ્યા ને કળા આપણી માનવતાનો વિકાસ કરવામાં સહાયભૂત થાય એવી હોવી જોઈએ. આપણી સ્વાર્થવૃત્તિ, દુર્બળતા, અજ્ઞાન, વિકારવશતા તેમ જ અહંકારનો નાશ અને સદ્‌વૃત્તિઓ જાગ્રત થઈને યોગ્ય કર્માચરણથી તે વિકાસ પામતી રહે, એવો આપણા શિક્ષણના દરેક વિષયનો હેતુ હોવો જોઈએ. આપણો શારીરિક, બૌદ્ધિક, માનસિક, સામાજિક, આર્થિક, રાજકીય કે ધાર્મિક વિકાસ એકાંગી ન થતાં તે એકબીજાને પોષે અને તેમનું સંવર્ધન કરે એવી રીતે થતો રહેવો જોઈએ. તે માટે એને અનુકૂળ થાય એવી યોગ્ય કલ્પનાઓ, ભાવનાઓ, શિક્ષણ તથા યોજનાઓ આપણને સૂઝવી જોઈએ. તેથી આપણામાંનો આપપરભાવ, વ્યક્તિગત લોભ, કીર્તિ તથા પ્રતિષ્ઠાની લાલસા વગેરે જેવી ક્ષુદ્ર વૃત્તિઓ નાશ પામવી જોઈએ. માનવતાનું

શ્રેષ્ઠ ધ્યેય દૃષ્ટિ સામે રાખીને આપણે જીવનનાં બધાં અંગોનો વિચાર કરવો જોઈએ.

માનવજાતિને ક્યારેક પણ જ્યારે શુદ્ધ અને નિર્દોષ જીવનક્રમની જરૂર લાગશે, ત્યારે વ્યાયામની બાબતમાં આ લેખમાં બતાવેલા વિચારાનુસાર વ્યાયામ, બળવર્ધન, આરોગ્ય અને મનોરંજન

યોજકતાની આવશ્યકતા

—એ બધાનો જીવનોપયોગી પરિશ્રમની સાથે મેળ બેસાડીને જ આપણે બૌદ્ધિક અને માનસિક વિકાસ સાધવો પડશે. આપણા પૂર્વજોએ વ્યાયામ માટે સૂર્યનમસ્કારની યોજના કરીને તેની મારફત શારીરિક અને માનસિક વિકાસનો મેળ સાધ્યો છે, અથવા ખો ખો અને હુતુતુ જેવી રમતોની યોજનાથી કશા ખર્ચ વિના શારીરિક, બૌદ્ધિક અને માનસિક વિકાસ સાધવાનો પ્રયત્ન કર્યો છે. સ્ત્રીઓ માટે પણ જુદી જુદી ઘરગથ્થુ રમતોથી વ્યાયામ, પરસ્પર પ્રેમ, મનોરંજન વગેરે લાભો સહેજે મેળવી શકાય છે, એમ હજુ યે દેખાય છે. આ બધા અનુભવ પરથી કોઈ બુદ્ધિશાળીને અને કલ્પકને ઉપર જણાવેલી બધી બાબતોનો મેળ બેસાડીને બધાનાં શુભ પરિણામો એકીસાથે મળી રહે એવી યોજના સરજવાની શકયતા કે સંભવ છે. પરંતુ આવો ભાગ્યનો દિવસ ન ઊગે ત્યાં સુધી વ્યાયામ વિષે કેવળ શારીરિક હૃષ્ટપુષ્ટિ, મનોરંજન કે આડંબર પર ભાર ન આપતાં આપણે જીવનોપયોગી શારીરિક ગુણો અને તે સાથે બૌદ્ધિક વિકાસ અને સદાચારનો આગ્રહ રાખવો જોઈએ. ખુલ્લા મેદાનની સામુદાયિક વ્યાયામપદ્ધતિ આપણે શોધી કાઢવી જોઈએ કે જેની મદદથી મનોરંજન સાથે બુદ્ધિનો પણ વિકાસ થાય. આરોગ્ય, શિસ્ત, વ્યવસ્થિતપણું, સેવાવૃત્તિ, પ્રેમ, મૈત્રી, વિશ્વાસ, એકતા વગેરે ગુણો આપણામાં આવે, માનવતાની સાથે મનુષ્યોચિત આનંદ પણ આપણને મળતો રહે, તવંગરથી ગરીબ સુધી બધા વિના ખર્ચે, કંઈ નહીં તો ઓછા ખર્ચમાં પણ, તે પદ્ધતિનો લાભ લઈ શકે અને આપણામાંનો ભેદભાવ ઓછો થતો જાય અને આપણે આજના કરતાં વધારે ઉન્નત થઈએ, આટલી સુધારણા તો બને તેટલી જલદી આપણે આ બાબતમાં કરવી જોઈએ.

## ૨૯
# શિબિર-શિક્ષણનું રહસ્ય

તરુણ મિત્રો,

તમે અહીં રાત ને દિવસ એક મહિનો રહીને આજે પોતપોતાને ઘેર પાછા ફરી રહ્યા છો. આ એક મહિનો ભેગા રહેવામાં તમને જીવનમાં અગાઉ કદી ન થયેલા સારાનરસા જાતજાતના સામુદાયિક જીવનર્થી અનુભવો મળ્યા હશે. આવડા મોટા સમુદાયમાં એક ત્રામ કુટુંબની માફક ખાવું-પીવું, રમવું, કામ કરવું વગેરેના પ્રસંગો તમને આ પહેલાં ઘણું કરીને નહીં આવ્યા હોય. એ દૃષ્ટિથી જોતાં તમારું આ એક મહિનાનું સાથે રહેવું તમારામાંના દરેકના જીવનનો એક મહત્ત્વનો બનાવ છે. આ એક મહિનામાં જેટલું વધારેમાં વધારે સારું તમને આપવા જેવું હતું તેટલું તમારા શિક્ષકોએ તમને આપ્યું છે, અને તમે પણ તમારાથી બની શક્યું તેટલું લીધું છે. તમે બધા સાચા દિલથી અને ઉલટથી અહીં દાખલ થયા અને આનંદથી રહ્યા. અહીં તમે જે કાંઈ કર્યું અથવા તમારે કરવું પડ્યું છે તે બધું તમે સંતોષપૂર્વક કર્યું છે. આ એક મહિનામાં સ્વસંતોષથી સ્વીકારેલું સામુદાયિક જીવન માણુસની ઉન્નતિને કેટલું સહાયક બને છે એ તમે જોયું હશે અને શીખ્યા પણ હશો. પ્રેમ, મિત્રતા, બંધુભાવ, આદર, વિશ્વાસ, શારીરિક કામો કરવાની હોંશ, અરસપરસ મદદ કરવાની, એકબીજાને પ્રેમપૂર્વક સહન કરવાની, એકબીજાના દોષ નભાવી લેવાની વૃત્તિ, એકતા વગેરે સદ્‌ગુણોનો વિકાસ, સામુદાયિક જીવન સિવાય થઈ શકે નહીં એ વાત આટલા વખતમાં તમારા ધ્યાનમાં જરૂર આવી હશે. જીવનની ખરી વ્યાપકતા અને શ્રેષ્ઠ પ્રકારનો આનંદ

સામુદાયિક જીવનમાં કેટલી સહેલાઈથી મળી શકે છે એ વાત તમે અહીં જાણી હશે. જીવનમાં કદી ન કરેલાં શારીરિક કામો તમે અહીં હોંશ હોંશ કરતા હતા. જે કામ કરવાની તમને ઘરમાં શરમ આવતી અને જેમાં તમને હલકાપણું લાગતું એવાં મજૂરીનાં કામ કરવામાં તમને અહીં આનંદ આવતો હતો. એ પરથી તમે શીખ્યા હશો કે એવી શરમ લાગવી એ જીવનની દૃષ્ટિથી અયોગ્ય છે. કોઈ પણ મહેનતનું જરૂરી કામ કરવામાં મનુષ્યને કશી નાનમ લાગવાનું ખરેખર કારણ નથી એ વાત તમારા ધ્યાનમાં આવી હશે. મારા મત પ્રમાણે જીવનની દૃષ્ટિથી આ શિક્ષણનું મહત્ત્વ વધારે છે. અહીંના સંચાલકો અને વ્યવસ્થાપકોએ તમારે માટે રહેવાની અને ખાવાપીવાની ગમે તેટલી સારી વ્યવસ્થા કરી હોય તોપણ તમારા દરરોજના જીવનની અને સુખસગવડની સરખામણીમાં તેમાં ખામી જ હોય એ બને. પરંતુ તમારા દરરોજના જીવનમાં જે તમને કદી શીખવાનું મળી શકે તેમ ન હતું તે તમે અહીં શીખ્યા છો. જે સંસ્કાર આખો જન્મારો ઘેર રહીને તમને મળી ન શકત તે સંસ્કાર તમને અહીં સહેજે મળી શક્યા છે. અહીં તમને અનેક વિદ્વાન અને ચારિત્ર્યવાન વ્યક્તિઓનાં ભાષણો અને કીમતી અનુભવો સાંભળવાનાં મળ્યાં, રોજ કોઈ ને કોઈ શ્રેષ્ઠ વ્યક્તિએ તમારી વચ્ચે આવીને પોતાના અનુભવ અને જ્ઞાનનો લાભ તમને આપ્યો. અહીં આટલા દિવસ તમને કંઈક ને કંઈક શારીરિક શિક્ષણ મળવાને લીધે તમારામાં પહેલાં કરતાં વધુ શક્તિ પણ આવી હશે. લાઠીપટાના શિક્ષણથી તમારામાં કંઈક હિંમત અને આત્મવિશ્વાસ પણ આવ્યો હશે. અને અહીંના શિક્ષણથી ને રહેણીથી તમારામાં સહિષ્ણુતા પણ કંઈક અંશે વધી હશે. આ દૃષ્ટિથી વિચાર કરતાં અહીં આવ્યા પછી તમે શક્તિ, બુદ્ધિ અને સદ્‌ગુણની બાબતમાં કંઈક પણ નવું મેળવ્યું છે એમાં શંકા નથી. અને કંઈક ગુમાવ્યું હોય તો તમે તમારું આળસ, તમારી જડતા, તમારું અજ્ઞાન ને તમારો અહંકાર એ જ કંઈક અંશે ગુમાવ્યાં હશે. જીવનમાં તે જેટલાં ગુમાવી શકાય તેટલાં આપણે ગુમાવવાં એ જ ઇષ્ટ છે. મને આશા છે કે અહીં તમને જે અનેક પ્રકારનું

બૌદ્ધિક અને શારીરિક શિક્ષણ મળ્યું તેનો તમે જીવનમાં યોગ્ય ઉપયોગ કરશો; જે સંસ્કાર અહીં તમને મળ્યા તે તમે વધારશો; જે જ્ઞાન મળ્યું તેનો ઉપયોગ કરીને તે વૃદ્ધિંગત કરશો. તમારા એક મહિનાના અહીંના વસવાટ માટે અહીંના સંચાલકો અને વ્યવસ્થાપકોને કેટલી મુશ્કેલી વેઠવી પડી હશે, અને કેટલી મહેનત કરવી પડી હશે એની તો તમને કલ્પના હશે જ. કોઈ વેરાન અને જંગલ જેવી જગાએ સેંકડો માણસોને રહેવાની, ખાવાપીવાની, નાહવા કરવાની વ્યવસ્થા કરવી એ આ દિવસોમાં સામાન્ય વાત નથી. પણ આ બધી બાબતો તેમણે સારી રીતે અને નિઃસ્વાર્થપણે પાર પાડી છે એ તમે જાણો છો. તમને પણ તમારી દરરોજની રહેણીના પ્રમાણમાં કંઈક અગવડ સહન કરવી પડી હશે. તેમ છતાં તેમને અને તમને જે કાંઈ સહન કરવું પડ્યું છે તે બધાનું સાર્થક કરવું એ તમારા હાથમાં છે. તે સાર્થક કરશો તો એ બધા પરિશ્રમનો બદલો અનેક કલ્યાણપ્રદ વસ્તુઓથી મળી રહેશે એમાં શંકા નથી.

તમે લાઠીપટા થોડાક શીખ્યા હશો. એ જ્ઞાનનો તમને પ્રત્યક્ષ જીવનમાં ઉપયોગ કેટલો હશે તેની મને શંકા છે. કારણ કે મારા પોતાના અને મારા જેવા બીજાઓના અનુભવ

પરિશ્રમનું મહત્ત્વ

પરથી હું તમને કહું છું કે, શિક્ષણમાં કેટલાંય વર્ષો ગાળ્યા પછી પણ અમારી લાઠી કોઈને વાગ્યાનો કે કોઈની લાઠી અમને વાગ્યાનો અત્યાર સુધીમાં રમત સિવાય બીજા કોઈ પણ સમયે હજુ પ્રસંગ આવ્યો નથી. પ્રત્યક્ષ જીવનમાં આવા પ્રસંગો ઘણું કરીને આવતા નથી. એનું કારણ આપણું આજનું જીવન જ છે. શહેરમાં કે ગામડામાં જ્યારે શાંતિ હોય છે ત્યારે આપણી આ વિદ્યાનો ખરેખર કશો ઉપયોગ હોતો નથી; અને જ્યારે હુલ્લડ થાય છે, અશાંતિ ફેલાય છે ત્યારે આપણી લાઠીઓ અશાંતિનું કારણ બનવાનો સંભવ છે. એ કારણસર લાઠીની બાબતમાં સરકાર તરફથી મનાઈહુકમ નીકળે છે. એટલે શાંતિ અને અશાંતિ બંને વખતે આપણી વિદ્યાનો ઉપયોગ સરખો જ હોય છે. તેમ છતાં તમે મેળવેલી સ્વરક્ષણની વિદ્યાથી

તમારામાં એક પ્રકારની હિંમત અને આત્મવિશ્વાસ હંમેશ જાગ્રત રહેશે. એ હિંમત અને એ વિશ્વાસ જીવનની દૃષ્ટિએ મહત્ત્વના સદ્ગુણ છે. તે તમને જીવનમાં પ્રસંગ પડે ઉપયોગી થાય તેવા છે. કોઈ પણ પ્રસંગે સાધનહીન સ્થિતિમાં પણ તે તમને નિર્ભય રહેવામાં મદદ કરશે. તે ગુણો અહીંના વસવાટને લીધે અને શિક્ષણથી તમારામાં જેટલે અંશે ઊતર્યા હશે તેટલે અંશે તે તમને જીવનમાં મદદગાર થશે જ. પણ જીવનમાં હંમેશ ઉપયોગી થનારા બીજા ગુણો તરફ તમારું દુર્લક્ષ ન થાય એટલા માટે હું તમને આગ્રહપૂર્વક અને પ્રેમપૂર્વક સૂચવું છું કે અહીંની રહેણીથી જીવનમાં શારીરિક શક્તિનું અને શારીરિક પરિશ્રમનું મહત્ત્વ કેટલું છે એ જો તમે શીખ્યા હો, તે જ પ્રમાણે પરિશ્રમ અને સેવાનું કોઈ પણ કામ કરવામાં નાનમ નથી, ઊલટું તે આપણું કર્તવ્ય છે અને તે કામ કરવામાં જ શક્તિનો ખરો સદુપયોગ છે, એ વાત તમારા હૃદય પર ખરેખર ઠસી હોય અને તેવી જાતનાં કામો અહીં કરવામાં ખરેખર તમે આનંદ અનુભવ્યો હોય તો હવે પછી પોતાના જીવનમાં પરિશ્રમ અને સેવાને તમે અગત્યનું સ્થાન આપજો. તમારામાંથી કોઈને ત્યાં નોકરચાકર હોય તો પોતાના નોકરો પરિશ્રમનું કામ કરે છે તેટલા ખાતર તમે તેમને હલકા ગણશો નહીં, ઊલટું, તેમને વિષે સમભાવ રાખીને તેમના પર કામનો ભાર કંઈક ઓછો કરવામાં તમારી શક્તિનો ઉપયોગ કરજો. તો જ તમારી શક્તિનો તમે સદુપયોગ કર્યો કહેવાય. તમારા ઘરનાં પરિશ્રમનાં કામો જો તમારી મા, બહેન કે ભાભીને કરવાં પડતાં હોય તો તેમનાં કામોમાં શક્ય તેટલી મદદ કરવાની વૃત્તિ તમે રાખજો. તમારામાં તાકાત છે તો તમારા ઘરની પરિશ્રમ કરનાર કોઈ પણ વ્યક્તિને, ચાકરને પણ તેના કામમાં મદદ કરવામાં કે તેનો ભાર હલકો કરવામાં તમને આનંદ થવો જોઈએ. સેવા કરવામાં તમે ધન્યતા અનુભવજો. એમાં જ તમારી શક્તિનું સાર્થક છે. જીવનની દૃષ્ટિથી, સમભાવની દૃષ્ટિથી આપણા રાષ્ટ્રની અને પોતાની ઉન્નતિની દૃષ્ટિથી આ બાબતો ઘણી મહત્ત્વની છે. શક્તિ, પરિશ્રમ અને

સેવાનો આ ન્યાય તમે સમજ્યા હો અને તે મુજબ તમે હવે પછી જીવનમાં વર્તવા માંડો તો તમારું અહીં આવવાનું, આખો મહિનો મુશ્કેલી અને કષ્ટ વેઠીને રહેવાનું, તમારે માટે તમારા માતપિતાએ કરેલા ખર્ચનું તેમ જ આ વર્ગના સંચાલકો અને શિક્ષકો, અહીં આવેલા વક્તાઓ અને આખું વ્યવસ્થાપક મંડળ જેમણે જેમણે આ વર્ગને નિમિત્તે કંઈક પણ ઘસારો સહન કર્યો છે તે બધાનો પરિશ્રમ સાર્થક થયો એમ કહેવાશે. તમે શારીરિક શક્તિને મહત્ત્વ આપવાનું શીખ્યા હો તો તે સાથે જ પરિશ્રમ વિષેની તમારા મનમાં રહેલી નાનમ પણ જવી જોઈએ. અહીંના શિક્ષણનું આ રહસ્ય છે. એમાં જીવનની પવિત્રતા છે, માનવતા છે. તે માનવતા સાધ્ય કરવાનું શિક્ષણ લેવાની દૃષ્ટિથી આ એક મહિનાનું મહત્ત્વ છે.

તમારો અને અહીં આવેલા તમારા બધા વર્ગબંધુઓનો તથા સંચાલકો અને શિક્ષકોનો બધાનો પરસ્પર પ્રેમસંબંધ આખું જીવન કાયમ રહો. તમારા બધામાં એકતા અને વિશ્વાસની વૃદ્ધિ થાઓ. આવી જ જાતના શુભ હેતુથી તમારું ફરીફરી મિલન થાઓ. પરમાત્માની કૃપાથી તમારામાં સદ્ગુણોની વૃદ્ધિ થાઓ અને તે દ્વારા આપણા દેશનું કલ્યાણ થાઓ એવી શુભેચ્છા વ્યક્ત કરીને હું મારું ભાષણ પૂરું કરું છું.*

---

*મલાડના વ્યાયામ વર્ગની પૂર્ણાહુતિ વખતે ઉપસંહારરૂપે કરેલું ભાષણ, ૧૯૪૧.

૩૦

# દિવ્ય જીવન અર્થાત્ માનવીજીવન

દિવ્ય જીવન એટલે માનવી સદ્‌ગુણોથી સમૃદ્ધ શુદ્ધ જીવન. દિવ્ય શબ્દનો અર્થ આના કરતાં વધારે કે કાલ્પનિક માનવાની જરૂર નથી. આવી જાતનું જીવન પ્રાપ્ત કરાવનાર ધર્મ તે માનવી ધર્મ. તે ધર્મ પ્રમાણે વર્ત્યા વગર આપણે દિવ્ય જીવનની આશા ન કરવી જોઈએ અથવા આશા કરીએ તો તેનો કશો ઉપયોગ નથી. તે ધર્મ પ્રમાણે વર્તન કરવા માટે આપણા વિચાર અને આચારમાં શુદ્ધિ લાવવી જોઈએ. માનવી જીવન કેવળ પોતાને અને પોતાનાં સ્ત્રીપુત્રપરિવારને જેમ તેમ કરીને પાળીપોષી જીવવા માટે કે ગમે તે વિષયની પાછળ પડીને સ્વચ્છંદતા અથવા સ્વૈરતાથી વર્તીને—ધન, માન, કીર્તિ, પ્રતિષ્ઠા કે એવા પ્રકારના મોહમાં પડીને—પૂરું કરવા માટે નથી, પણ તે કોઈ ઉચ્ચ, ઉદાત્ત અને પવિત્ર ધ્યેય સિદ્ધ કરવા માટે છે એવી શ્રદ્ધા પ્રથમ આપણા મનમાં હોવી જોઈએ. જીવનનું મહત્ત્વ આપણે ન સમજીએ, તેની ખરી કિંમત આપણા લક્ષમાં ન આવે તો આપણા વિચારમાં શુદ્ધિ આવશે નહીં. મનુષ્ય પશુ, પક્ષી અને બીજાં પ્રાણીઓ કરતાં શ્રેષ્ઠ છે એમ આપણે કહીએ છીએ, આપણા જીવનની કિંમત તેમના કરતાં અધિક છે એમ આપણે માનીએ છીએ, છતાં આપણે પોતાના જીવનમાં કોઈ ઉચ્ચ ધ્યેય સિદ્ધ કરીએ, ત્યારે જ આ વાત સાચી છે એમ કહી શકાય. તે માટે આપણે આપણા પર સારા સંસ્કારો પાડવા જોઈએ. સારા સંસ્કારો વગર આપણામાં સદ્‌ગુણો આવી શકશે નહીં. સદ્‌ગુણો પ્રાપ્ત કર્યા વગર માનવતાને જરૂરી એવો આપણો સ્વભાવ બનશે નહીં. અને તેવો આપણો સ્વભાવ બન્યા વગર ઉચ્ચ ધ્યેયપ્રાપ્તિની આપણને આશા નથી.

**विवेक, संयम अनें शुद्धिनी जरूर**

તે ધ્યેય પ્રાપ્ત કરવા માટે આપણને શુદ્ધ વિવેકની અત્યંત જરૂર છે. તે માટે યોગ્ય–અયોગ્ય, સાર–અસાર, સારું–નરસું અને ઉન્નતિ–અવનતિ વિષે નિર્ણય કરનારી શક્તિ આપણે હંમેશ જાગ્રત રાખવી જોઈએ. આપણું અને બીજાઓનું પણ કલ્યાણ શામાં છે તે આપણે નક્કી કરવું જોઈએ. દેશ, કાળ, પ્રસંગ અને પરિસ્થિતિનું જ્ઞાન આપણને હોવું જોઈએ. તે જ્ઞાન તેમ જ શુદ્ધ વિવેકબુદ્ધિ અને નિર્ણયશક્તિની મદદથી દરેક કલણ પ્રસંગે પોતાનું કર્તવ્ય શું છે, પોતાનો ધર્મ શો છે, તે આપણે ઓળખી શકીએ અને જો આપણામાં દઢતા, નિગ્રહ અને સંયમશક્તિ હોય તો આપણે અયોગ્ય કર્મ અને અધર્મને ટાળી શકીએ. વિવેકની સાથે જો આપણામાં સંયમશક્તિ અને દઢતા ન હોય, તો કેવળ વિવેકથી આપણે પોતાનું કલ્યાણ સાધી શકીશું નહીં. તે આપણને અકર્તવ્ય અને અધર્મમાંથી બચાવી શકશે નહીં. આપણા સારાનરસા સંસ્કારો પ્રમાણે આપણા મનના પ્રવાહો ચાલે છે અને તે પ્રમાણે ઘણે અંશે આપણે કર્મો કરીએ છીએ. તેમાંના ખરાબ પ્રવાહોને–મનોવૃત્તિઓ અને કર્મોને રોકી રાખવાનું કામ સંયમનું છે. માણસની શારીરિક, બૌદ્ધિક અને માનસિક શક્તિઓનો જેમજેમ વિકાસ થતો જાય તેમતેમ તેની સંયમશક્તિ પણ વધતી જવી જોઈએ. તે પ્રમાણે તે વધતી જાય તો જ માણસ તે શક્તિઓનો સારો ઉપયોગ કરીને પોતાનું કલ્યાણ સાધી શકે અને તે પોતાનું ઉચ્ચ ધ્યેય પ્રાપ્ત કરી શકે. ગાડીનો વેગ વધારવાની કલા સિદ્ધ થાય, પણ તેને યોગ્ય વખતે રોકવાની કલા કે યોજના જો હાથમાં ન આવે તો તેવી ગાડીથી જેમ અનર્થ થવાની ખાતરી છે, તે પ્રમાણે માણસમાં વધતી જતી જુદી જુદી શક્તિઓને જો તે કાબૂમાં રાખવાનું સાધી ન શકે, તો તે શક્તિઓ તેના અને માનવી સમાજના નાશનું કારણ બનશે એમ નક્કી સમજવું. તેથી આપણી વધતી જતી શક્તિઓની સાથે આપણામાં વિવેકસહિત સંયમની વૃદ્ધિ થવી જોઈએ. તે સંયમની મદદથી આપણે પોતાનું મન શુદ્ધ કરી શકીએ, પોતાના વિકારો અને

દુષ્ટ વૃત્તિઓને આવરી શકીએ તેમ જ અયોગ્ય કર્મોને અટકાવી શકીએ. સંયમથી ચિત્ત નિર્મળ થતું જશે અને તે નિર્મળતા સંયમશક્તિની વૃદ્ધિ કરશે. આ રીતે આ બન્ને ગુણોનો વિકાસ એકબીજાની મદદથી થતો રહેશે. તેમના વિકાસ વગર આપણો વ્યવહાર શુદ્ધ થશે નહીં. વ્યવહાર શુદ્ધ થયા વગર જીવન શુદ્ધ થશે નહીં. તેથી જીવનશુદ્ધિ માટે વ્યવહાર-શુદ્ધિની જરૂર છે. દિવ્ય જીવન પ્રાપ્ત કરવાનો, આપણું ઉચ્ચ ધ્યેય સિદ્ધ કરવાનો આ માર્ગ છે.

**सद्गुणसमृद्ध पुरुषार्थी जीवन**

અધર્મમાંથી પોતાને બચાવવા માટે આપણને સંયમની અને ચિત્ત-શુદ્ધિની જરૂર છે, તેમ ધર્મમાર્ગે ઉન્નત થતા રહેવા માટે સદ્‌ગુણો અને સત્કર્મની જરૂર છે. પુરુષાર્થ વગર સદ્‌ગુણો પ્રાપ્ત થઈ સત્કર્મો થતાં નથી. આપણા મનમાં સદ્‌વૃત્તિઓ અને સદ્‌ભાવ ઊઠતા હોય તોય તેમને પ્રત્યક્ષ સત્કર્મમાં પરિણત કરવા માટે આપણામાં ભરપૂર પ્રેરકબળ હોવું જોઈએ. તે બળનો ઉપયોગ કરીને નિશ્ચયપૂર્વક પ્રયત્નશીલ રહ્યા વગર સત્કર્મો પાર પડતાં નથી. સત્કર્મો વગર સદ્‌ગુણોનો વિકાસ પણ થઈ શકતો નથી. તેમની પરીક્ષા અને કસોટી તેનાથી જ થાય છે. સદ્‌ગુણો અને સત્કર્મો વગર કેવળ ચિત્તની શુદ્ધિથી જીવન પૂર્ણ થતું નથી. વિવેક, સંયમ અને તે સાથે સદ્‌ગુણવર્ધક પુરુષાર્થ–એ બધાથી માનવી જીવન કૃતાર્થ થઈ શકે છે. સદ્‌ગુણો દ્વારા મનુષ્યનો પુરુષાર્થ પ્રગટ થાય છે. તેનાથી સંયમ અને મનઃશુદ્ધિ તેજસ્વી થઈ પ્રભાવશાળી બને છે. બીજી વાત એ કે શુદ્ધિ વગર કેવળ પુરુષાર્થથી માનવી જીવન આસુરી થવાનો પૂરો સંભવ છે. તેનાથી પોતાની અને બીજાઓની ચોક્કસ અધોગતિ થવાની. દિવ્ય જીવનની પ્રાપ્તિનો તે માર્ગ નથી. દયા, પરોપકાર, ઉદારતા, માતૃપિતૃભાવ, બંધુ-ભગિનીભાવ, સત્ય, પ્રામાણિકતા, મૈત્રી વગેરે માનવજાતિના અભ્યુદય અને ઉન્નતિ થવા માટે જરૂરી સદ્‌ગુણો એ જ મનુષ્યની સાચી સંપત્તિ છે. ચિત્તની નિર્મળતા વગર આ સદ્‌ગુણોનો પૂર્ણ વિકાસ થઈ શકતો નથી. આપણી મલિનતા આપણી સદ્‌વૃત્તિઓ

અને સદ્‌ગુણોને અંતરાયરૂપ થાય છે. તેનાથી માનવતાની ગતિ કુંઠિત થાય છે. તેથી શુદ્ધિનો આગ્રહ રાખીને સદ્‌ગુણોથી સમૃદ્ધ એવું પુરુષાર્થી અને કર્તૃત્વશીલ જીવન સિદ્ધ કરવાનો આપણો પ્રયત્ન હોવો જોઈએ. એમાં જ પૂર્ણતા છે, એમાં જ માનવતાની સિદ્ધિ છે.

જીવનમાં બહારથી શોભા લાવવી કે કોઈ પણ આડંબરથી પોતાને મોટાઈ મળે એવો આપણા જીવનનો હેતુ ન રાખતાં જીવનના દરેક ક્ષેત્રમાં, શરીર, બુદ્ધિ અને મન દ્વારા થતી દરેક ક્રિયામાં, વૈયક્તિક, કૌટુંબિક, સામાજિક, ધાર્મિક, રાષ્ટ્રીય, આંતરરાષ્ટ્રીય વગેરે સંબંધોના આપણા બધા વિચારો, ભાવનાઓ અને કર્મોમાં પરિશુદ્ધતા આવે, એવો આપણો ઉદાત્ત અને પવિત્ર હેતુ હોવો જોઈએ. વિવેક, સંયમ, સદ્‌ગુણ, પુરુષાર્થ અને કર્તૃત્વની આપણામાં વૃદ્ધિ થતી રહે અને આપણું જીવન સંપૂર્ણ રીતે નિર્મળ, નિર્દોષ અને વ્યવસ્થિત થાય અને આપણે બધા, પરમાત્માએ માનવજાતિ માટે નક્કી કરેલા શુભ અને મંગળ ધ્યેય તરફ સતત જતા રહીએ એવો પરમ ઉચ્ચ હેતુ આપણા જીવનના દરેક કર્મની પાછળ હોવો જોઈએ. સદ્‌ગુણોની અને તે દ્વારા માનવતાની પૂર્ણતા થાય એવી આપણને તાલાવેલી હોવી જોઈએ. આત્મશુદ્ધિથી આ હેતુનો આપણો પ્રયત્ન શરૂ થવો જોઈએ, અને માનવતાની સિદ્ધિમાં તેની પરિસમાપ્તિ થવી જોઈએ. આ સિદ્ધિમાં જ જીવનની કૃતાર્થતા અને સાર્થકતા છે.

આવા પ્રકારનું જીવન સાચું માનવી જીવન છે. તેને જ કોઈ દિવ્ય જીવન કહે તોય કશી હરકત નથી. આપણે જ્યારે દિવ્ય જીવન કે આધ્યાત્મિક જીવન વિષે બોલીએ છીએ કે લખીએ છીએ, ત્યારે આપણા એકંદર સંસ્કારો પ્રમાણે આપણા તાત્ત્વિક, આધ્યાત્મિક અને ધાર્મિક ગ્રંથો, આપણી પ્રાચીન સંસ્કૃતિ, ઈશ્વરી અવતાર, ઋષિ, મુનિ, આપણા પૂર્વજો વગેરેનું ઘણા ગૌરવ અને અભિમાનથી આપણે વર્ણન કરીએ છીએ. આ બધી બાબતો અભિમાન રાખવા અને પ્રશંસા કરવા જેવી છે એમાં સંશય નથી. પણ તે ગૌરવ અને અભિમાનના સાથે

**આજની આપણી સ્થિતિ**

આપણે આપણી આજની સ્થિતિનોયે વિચાર કરવો જોઈએ એમ લાગે છે. તે સાથે જ આપણા મનમાં એ પણ પ્રશ્નો ઉત્પન્ન થવા જોઈએ કે ભારતભૂમિમાં જ ફરીફરીને ઈશ્વરના અવતારો કેમ થતા આવ્યા છે? પાપ વધી જાય એટલે ઈશ્વર અવતાર લે છે એવું મોટામોટા ગ્રંથોમાં લખેલું છે. તો ભારતભૂમિમાં જ ફરીફરીને પાપની વૃદ્ધિ કેમ થતી હોય છે? અને ફરીફરીને ઈશ્વરના અવતાર આ ભૂમિમાં થયા છતાંય આપણી પ્રજા આજે પણ આવી અવનત સ્થિતિમાં કેમ હોય? જ્ઞાનથી ભરેલા આપણા બહુમૂલ્ય ગ્રંથો, આપણી પ્રાચીન ઉચ્ચ સંસ્કૃતિ, મહાન પુરુષોની અખંડ પરંપરા, એ બધું આપણા ભાગ્યમાં આવેલું હોવા છતાં આજે આપણી આટલી ઘોર અવનતિ કેમ થઈ છે? આજે આપણે આપણા જૂના ધર્મ પ્રમાણે વર્તતા નથી એમ માનીએ તોપણ હજાર વર્ષ પહેલાં કે તે પહેલાંયે આપણે આપણા ધર્મ પ્રમાણે વર્તતા હતા ત્યારે પણ દરેક પરદેશી આક્રમણ સામે ઘણે પ્રસંગે આપણે હાર જ કેમ ખાવી પડી હતી? પરદેશથી આવેલા કેવળ પેંઢારા કે લુટારુઓ પણ હિંદુસ્તાનમાં સત્તાધીશ અને સમ્રાટ બન્યાનું ઇતિહાસ પરથી જણાઈ આવે છે. આપણે પરસ્પર લડવામાં શૂર પરંતુ પરદેશી લોકો આગળ ગુલામ અને દીનહીન ગણાતા આવ્યા એનાં કારણો શાં? દુનિયાના બીજા લોકો કરતાં આપણે વધારે ધાર્મિક અને સુસંસ્કૃત છીએ, તત્ત્વજ્ઞાનનો વિકાસ આપણા દેશમાં સૌથી વધારે થયો છે એમ આપણે સમજીએ છીએ. આ બધી બાબતો જો ખરી માનીએ, તો બીજા દેશોના લોકો કરતાં આપણે વ્યવહારમાં વધારે અપ્રામાણિક અને સ્વાર્થી કેમ? આપણા દેશબાંધવોને લૂંટીને, તેમને નિચોવીને, તેમનું શોષણ કરીને પોતે સુખી થવાની સમાજઘાતક વૃત્તિ આપણામાં ઘણે ભાગે સર્વત્ર દેખાય છે તે કેમ? પુનર્જન્મ અને પરલોક પર શ્રદ્ધા રાખનારા, મોક્ષ, ઈશ્વર વગેરે વિષે આસ્તિક બુદ્ધિ ધરાવનારા આપણે પ્રત્યક્ષ ચાલુ જીવનમાં સત્ય છોડીને કેમ વર્તીએ છીએ? ધર્મ વિષે અભિમાન રાખનારા આપણામાં રાષ્ટ્રપ્રેમ અને બંધુપ્રેમનો આટલો અભાવ કેમ જણાઈ આવે છે? રાષ્ટ્ર વિષેના કર્તવ્યની

આપણી ઉદાસીનતા રાષ્ટ્રદ્રોહ સુધી કેમ પહોંચી જાય છે? સંસાર વિષેનો વૈરાગ્ય, કર્તવ્યભ્રષ્ટતા, બંધુદ્રોહ, પંગુતા, ભીરુતા વગેરે દોષો અને દુર્ગુણમાં કેમ પરિણમે છે? આપણું રાષ્ટ્રીય, સામાજિક, આર્થિક અને કૌટુંબિક જીવન બધી બાજુથી છિન્નભિન્ન થવાનાં શાં કારણો હશે? શરીર અને બુદ્ધિના સામર્થ્ય અને માનસિક પવિત્રતા વિષે આપણી આવી હીન દશા કેમ? આજ આ ભારતવર્ષમાં લાખો નહીં પણ કરોડો લોકો એવા છે કે જેમને ખાવાનું પૂરું અન્ન મળતું નથી, પહેરવાને પૂરતાં વસ્ત્ર નથી, રહેવાને ઘર કે ઝૂંપડાં નથી. કરોડો બાળકો આજે દૂધ વગર જીવન કાઢે છે, જેમ તેમ જીવે છે અને મોટાં થાય છે; અને સૌથી દુઃખની વાત તો એ કે મહેનત-મજૂરી કરવાને તૈયાર એવા હજારો લોકોને કામ મળતું ન હોવાથી ભૂખમરો વેઠવો પડે છે. મનુષ્ય-આકારે કેવળ જીવ જ તેમનામાં ટકી રહ્યો છે! આ સ્થિતિ દેશમાં વધતી ચાલી છે. આ ઉદ્વેગજનક સ્થિતિ છે. આ સ્થિતિમાંયે બંધુદ્રોહી અને દેશદ્રોહી અથવા કોઈ પણ પાપ કરવા માટે પાછું ન જોનારા લાખોપતિ કરોડપતિ બને છે. કાળાં બજાર કરનારા, લાંચરુશવત લેનારા અને આપનારા, માલમાં સેળભેળ કરનારા, યોગ્ય કર ભરવામાં ચોરી કરનારા ધન સાથે માન-પ્રતિષ્ઠા પણ મેળવે છે! આ બધી બાબતોનાં કારણો અને તેના પ્રશ્નોના ઉત્તરો આપણે શોધી કાઢવા જોઈએ.

સહૃદયતા અને સમભાવ

આપણી પોતાની અને આજુબાજુની આ દુઃખ અને ઉદ્વેગજનક સ્થિતિમાંથી આપણે દિવ્ય જીવન પ્રાપ્ત કરવાનું છે, એ વાતનું આપણને સ્મરણ રહેવું જોઈએ. દિવ્ય જીવનની વ્યક્તિગત આશામાં આ વાસ્તવિક અને સાર્વત્રિક સ્થિતિ ભૂલી ગયે આપણું નહીં ચાલે. ઉપર વર્ણવેલી આ સ્થિતિમાં જેમને અતિશયતાનો સંશય આવતો હોય તેમણે પોતે દેશસ્થિતિ તપાસી જોવી અને જો આ પ્રમાણે છે એમ તેમના અનુભવમાં આવે તો આ સ્થિતિમાંથી આપણે દિવ્ય જીવન કેવી રીતે

પ્રાપ્ત કરી શકવાના એ વિષે તેમણે ગંભીરતાથી વિચાર કરવો. આ સ્થિતિ આમ જ કાયમ રાખીને આપણે દિવ્ય જીવન પ્રાપ્ત કરી શકીશું એવી કોઈની સમજણ હોય, તો તે ભ્રાંતિ છે એમ નિરુપાયે કહેવું પડે છે. જેમની પોતાપણાની કલ્પના પોતાના દેહ પૂરતી જ હોય, આપણે એટલે આપણું શરીર અને તેમાં વસતો આત્મા એટલી જ જેમની આત્મવિષયક ભાવના હોય, તેમની વાત છોડી દઈએ તો તે સિવાય બીજા દરેકને, જેના જેના હૃદયમાં બીજાઓ વિષે સહૃદયતા વાસ કરે છે તે તે દરેકને, આપણી આજની અવનત અને કંગાલ સ્થિતિ વિષે દુઃખ થયા વગર રહેશે નહીં. જેનું આત્મત્વ વિશાળ થયું છે, બધા સાથે સમરસ થવા જેટલી સહૃદયતા જેનામાં છે. તે પોતાના એકલાના સુખ-દુઃખથી પોતાને સુખી કે દુઃખી કદી માનતો નથી. आत्मवत् सर्वभूतेषु । આ મહા સિદ્ધાંત જો માનવતાની સાચી શ્રેષ્ઠતાનો દર્શક હોય, તો જેને જેને આ શ્રેષ્ઠતા પ્રાપ્ત કરવાની આકાંક્ષા હોય, તેણે બધા વિષે સહૃદયતા ધારણ કર્યાં વગર ચાલશે નહીં. અને સહૃદયતા જેના હૃદયનો સ્વાભાવિક ધર્મ બન્યો હશે તેને આ મહા સિદ્ધાંત કેવળ માનવાથી શાંતિ–સમાધાન ન થતાં તેને આચરણમાં લાવ્યા વગર બીજો માર્ગ નથી એમ જણાશે. સહૃદયતા, સમભાવ એ દૈવી કે સર્વોચ્ચ માનવી ભાવ છે. તેમાંથી જ દિવ્ય કે શુદ્ધ જીવનનો માર્ગ છે. તે મેળવ્યા વગર દિવ્ય જીવન પ્રાપ્ત થવું શક્ય જણાતું નથી. આત્માની વિશાળતા કેવળ એકાદ ઉચ્ચ સિદ્ધાંતને માનવાથી અનુભવાતી નથી. જેમનું આત્મત્વ પોતાના શરીરમાં રમતું હશે, તેમને આ માર્ગ ગળે ઊતરશે નહીં અને ગળે ઊતરે તોયે તેઓ આચરી શકશે નહીં. દિવ્ય જીવનની આકાંક્ષા રાખનારાઓએ આપણી આજની સ્થિતિ ઓળખવી જોઈએ. આપણા પતનનાં, આપણી અવનતિનાં કારણો શોધી કાઢવાં જોઈએ. પોતાની વિશાળતાની યથાર્થ કલ્પના તેમના ધ્યાનમાં આવવી જોઈએ અને આ બધી બાબતો જાણીને આપણી સાર્વત્રિક અવનતિમાંથી આપણા ઉદ્ધારનો માર્ગ તેમણે શોધી કાઢવો જોઈએ.

**કેવળ જીવદશામાંથી વિશાળ આત્મત્વ તરફ**

પરમાત્માએ માણસને બધા કરતાં અધિક બુદ્ધિ આપેલી છે. તે વધારવા માટે જિજ્ઞાસાવૃત્તિ પણ આપેલી છે. તેનાથી તેનું જ્ઞાન વૃદ્ધિંગત થતું આવ્યું છે અને થાય છે. એ જ્ઞાનની મદદથી માણસ પોતાનાં અને બીજાનાં સુખદુઃખનાં કારણો શોધી કાઢે છે. માણસના મુખ્ય સદ્ગુણો — દયા, સહાનુભૂતિ અને સહૃદયતા જેનામાં હોય છે તે, પ્રાપ્ત જ્ઞાનનો સદુપયોગ કરીને પોતાનાં અને બીજાઓનાં દુઃખને ટાળીને સુખની વૃદ્ધિ કરવાનો પ્રયત્ન કરે છે. જ્ઞાન, સદ્ભાવ અને પુરુષાર્થના વધતા પ્રમાણ પરથી માણસમાં રહેલી માનવતાની પરીક્ષા થાય છે. બીજાઓનાં દુઃખ આપણને કેટલાં અસહ્ય થાય છે અને તે દૂર કરવા માટે આપણે શું કરીએ છીએ, તેમ જ બીજાઓના સુખથી આપણને કેટલો સંતોષ જણાય છે, એ પરથી આપણી માનવતાનું પ્રમાણ ઠરે છે. આજ આપણે પોતાના શરીરને કે તેને વ્યાપી રહેનારા તત્ત્વને જ આત્મા સમજીએ અને એટલા સંકુચિત આત્મત્વને કે પોતાપણાને આપણે પોતાનું માનીએ, તો આપણે જીવદશામાંથી જરાયે ઊંચે આવ્યા નથી એવું સિદ્ધ થશે. પોતાપણાની સંકુચિત મર્યાદા છોડી દઈ અને તેની પાર જઈ માનવજાતિ આજે કેટલીયે આગળ ગયેલી છે. પોતાની વ્યાપકતા તેણે વધારેલી છે. તે જ વ્યાપકતા કોઈએ 'આપણે બધા એક જ ઈશ્વરનાં બાળકો છીએ' એ ઉદાત્ત શબ્દોથી, તો કોઈએ 'આપણે બધા ભાઈ ભાઈ છીએ' એ વચનથી, તો કોઈએ 'ઘટઘટમાં એક જ તત્ત્વ છે' એ વાક્યથી વ્યક્ત કરેલી છે. અને જેમને આ કરતાંયે દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થઈ તેમને 'सर्वं खल्विदं ब्रह्म' અને 'अहं ब्रह्मास्मि' કહેવા સુધી પોતાની વ્યાપકતાનું દર્શન થયું છે. આ બધાં મહાવાક્યો જો સાચાં હોય તો તેટલે સુધી આપણે પોતાનું આત્મત્વ માનીને તેનો વિકાસ કરવો જોઈએ. ત્યારે જ જીવદશામાંથી આપણો ઉદ્ધાર થશે અને આપણે મનુષ્ય કહેવડાવવાને પાત્ર થઈશું. તે પાત્રતા આવવા માટે સમભાવ વધારનારા દરેક સદ્ગુણની આપણને જરૂર છે. આપણું શરીર

જેથી જ આત્માને પણ આપણે સંકુચિત માનીએ અને તેને જ સુખ, ઐશ્વર્ય, માનપ્રતિષ્ઠા કે મોક્ષ મળે એટલે આપણે કૃતાર્થ થઈએ એવું માનતા રહીએ, તો મહાપુરુષોનાં મહાન વચનો પર આપણી શ્રદ્ધા નથી એમ તેનો અર્થ થશે. અને એવી અશ્રદ્ધાની સ્થિતિમાં દિવ્ય જીવનની આશા કરવાને આપણને અવકાશ રહેશે નહીં. તેથી બધા વિષે આત્મવત્ ભાવ આપણને લાગવો જોઈએ. વિશાળ આત્મભાવ વગર, બધા વિષે સદ્ભાવ વગર માનવતાની પૂર્ણતા સધાશે નહીં.

તે પૂર્ણતા સાધવી એ આપણા જીવનનો હેતુ હોય તો માનવતાના વિકાસના માર્ગે આપણે ચાલ્યા કરવું જોઈએ, અર્થાત્ માનવધર્મ પ્રમાણે વર્તવું જોઈએ. આપણી ઉન્નતિ, ઉદ્ધાર, ગતિ, आपणो अुद्धार आपणा मुक्ति, સાર્થકતા કે દિવ્ય જીવન, શુદ્ધ જીવન ગમે તે ज हायमा કહો — એ બધું માનવ ધર્મથી જ પ્રાપ્ત થવું શક્ય છે. તે માટે આપણે શુદ્ધિ, સદ્‌ગુણ અને પુરુષાર્થ વધારવાં જોઈએ. આ ધર્મ પ્રમાણે આપણે વર્તીએ તો આપણા ઉદ્ધાર માટે પરમેશ્વરના અવતારની રાહ જોતા રહેવાની પછી આપણને જરૂર જણાશે નહીં. આપણા બધાનો ઉદ્ધાર આપણા બધાના હાથમાં છે એવી શ્રદ્ધા આપણામાં નિર્માણ થશે. આ ધર્મ પ્રમાણે ન વર્તતાં સ્વૈરપણે, સ્વચ્છંદતાથી અને સ્વાર્થથી આપણે વર્તીએ તો પરમાત્મા પણ આપણું કલ્યાણ કરી શકશે નહીં. શ્રીકૃષ્ણ જેવા અનેક પ્રકારે સમર્થ—જેમને આપણે પરમાત્માના અવતાર માનીએ છીએ તેઓ જ્યારે સાક્ષાત્ આપણી વચ્ચે રહેતા હતા, ત્યારે પણ ધર્મરાજને દ્યૂતના અનર્થમાંથી બચાવી શક્યા નહોતા. બંધુદ્રોહ અને પરસ્પર કલહને લીધે અઢાર અક્ષૌહિણીનો નાશ તેમના દેખતાં જ થયો. તેમની નજર આગળ જ છપ્પન કરોડ યાદવોએ દારૂના ઘેનમાં પરસ્પર લડીને એકબીજાનો સંહાર કર્યો. આ બધાનું પરિણામ એકંદરે સમાજને કેટલું વિપરીત અને અનિષ્ટ ભોગવવું પડ્યું તે

પરમેશ્વરના અવતાર કહી શકાય એવા પુરુષ યદિ માનવરૂપે આપણામાં હોય અને આપણી ગમે તે સેવા કરવાને તત્પર હોય તોયે તે આપણને અનર્થમાંથી બચાવીને આપણો ઉદ્ધાર કરી શકશે નહીં એ વાત ઇતિહાસ પરથી સિદ્ધ છે. તો પછી આજે આપણે અધર્મથી વર્તી કેવળ તેનું નામસ્મરણ કરતા રહીએ તો આપણો ઉદ્ધાર કેવી રીતે થઈ શકે? તેના કરતાં ધર્મથી વર્તતા રહી ઈશ્વર પર કેવળ નિષ્ઠા રાખીએ તો તે નિશ્ચયે આપણને મહાન સંકટોમાંથી તારી શકશે, આપણો ઉદ્ધાર કરી શકશે. ધર્મ અને નિષ્ઠામાં બધા પ્રકારનું સામર્થ્ય ભરેલું છે. ધર્મ અને નિષ્ઠા એ જુદી જુદી બે વસ્તુઓ નથી, કારણ ધર્મ છે ત્યાં નિષ્ઠા હોવાની અને નિષ્ઠા છે ત્યાં ધર્માચરણ થતું રહેવાનું જ એવો નિયમ છે. સાચી નિષ્ઠા ઈશ્વરનું નામ લેવામાં, તેનું વર્ણન કરવામાં, તેનાં સ્તુતિ–સ્તોત્રો ગાવામાં કે તેના નામથી કોઈ કર્મકાંડ કરતા રહેવામાં નથી, પણ મહાપુરુષોએ કહેલા ધર્મનું આચરણ કરવામાં છે. તે ધર્મ એટલે માનવધર્મ.

**વિશ્વવ્યાપાર સાથે મમરમતા**

તે ધર્મ આપણે સમજવો જોઈએ. તેનું ચિંતન મનન કરીને તે આચરવા માટે જરૂરી એવા સદ્‌ગુણો આપણે પ્રાપ્ત કરવા જોઈએ. માનવી જીવન એકાકી નથી. આપણા બધાના સહકારથી, એકબીજાની સહાયથી તે ચાલી રહ્યું છે, એ આપણે સમજવું જોઈએ. આપણ બધાને તે સુખરૂપ અને કલ્યાણપ્રદ થાય એવી રીતે તેને ચલાવવાનું આપણે શીખવું જોઈએ. એકબીજામાં વિશ્વાસ અને ઐક્ય રાખવા માટે જોઈતા ગુણો આપણે સંપાદન કરવા જોઈએ. એક જ વિશ્વશક્તિમાંથી–પરમશક્તિમાંથી પેદા થઈ આપણે બધા આજની સ્થિતિએ કેવી રીતે આવી પહોંચ્યા તે જાણવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ. અને આપણે બધા ફરીથી તે જ પરમશક્તિમાં કોઈ કોઈને ભિન્નપણે ઓળખી શકશે નહીં એવી અવસ્થામાં છેવટે વિલીન થઈ જવાનો કેવો સંભવ છે તે પણ આપણે જાણવું જોઈએ. ઉત્પત્તિ, સ્થિતિ અને લયની વિશ્વની ઘટમાળમાં, આ અખંડ વ્યાપારમાં દેહના નિમિત્તે પ્રગટ દશાએ

આવેલું 'અહં' પરમશક્તિના પ્રમાણમાં કેટલું અલ્પ છે તે આપણે ઓળખી શકીએ, તો જ આપણે નિષ્કામ અને નિરહંકારપણે ધર્માચરણ કરતા રહીએ એ પણ આપણે સમજવું જોઈએ. પરમાત્માના ચિંતન અને મનનથી આપણે તેના વિશ્વવ્યાપાર સાથે જેમ જેમ સમરસ થઈએ, તેમ તેમ આપણને સમજાશે કે આ વિશ્વમાં, આ જીવનમાં આપણું પોતાનું જુદું એવું કાંઈ જ નથી. દેહ, બુદ્ધિ, મન, ઇંદ્રિયો, તે જ પ્રમાણે તેના ધર્મો, શક્તિઓ, ગુણો, ભાવો, કર્તૃત્વ, એટલું જ નહીં પણ ચેતન, આત્મા એ બધાં તેનાં જ પ્રગટ દર્શન છે. એ બધાં તેમાંથી જ નિર્માણ થઈ આજની સ્થિતિએ આવેલાં છે. આ બધાં દર્શનો અને તેમાંથી જ ઊઠનારાં બીજાં વિવિધ દર્શનો તેમ જ વિદ્યા, જ્ઞાન, ધન, બળ, સત્તા, સામર્થ્ય, સદ્‌ગુણો વગેરે પૈકી કોઈ પણ વિશિષ્ટતા પર આપણો અધિકાર નથી. તેથી તે વિષે વ્યક્તિગત અહંકાર ન રાખતાં, તેમનો કેવળ સ્વસુખાર્થે લોભ ન રાખતાં તેમાંથી જીવનોપયોગી જે જે કાંઈ પ્રાપ્ત થાય તે બધું બધાંના હિતાર્થે હંમેશ અર્પણ કરતા રહેવું એ જ સાચો માનવધર્મ છે, એ જ ખરું ઈશ્વરસમર્પણ છે. ભક્તિની પરિસીમા, જ્ઞાનનું અંતિમ સાધ્ય, યોગની સિદ્ધિ વગેરે બધું આ સમર્પણમાં જ છે. જીવનભર નિષ્કામ અને નિરહંકારપણે કર્તવ્ય કરતા રહેવા માટે આ ધર્મની જરૂર છે.

માનવતાની પૂર્ણતા આ સમર્પણમાં અને સહૃદયતાથી બધા સાથે સમભાવ રાખી આત્મત્વની વિશાળતા સાધવામાં છે. આ પૂર્ણતા તે જ દિવ્ય જીવન. દિવ્ય જીવન તે જ જીવનશુદ્ધિ કે જીવનસિદ્ધિ. તે પ્રાપ્ત કરવા માટે આપણા બધાનો જન્મ છે. તે સિદ્ધિ સાધી આપનારો ધર્મ તે જ માનવધર્મ. તે ધર્મમાં બધાના કલ્યાણનું સામર્થ્ય ભરેલું છે. પરમાત્માની કૃપાથી તે માનવધર્મ પ્રમાણે વર્તવાની સન્મતિ બધાને થાઓ એ જ પ્રાર્થના!

---

સુરતમાં ૧૯૫૩ના જૂન મહિનામાં આપેલા ભાષણ પરથી.